# શ્રી જૈન વિદ્યાર્થી

# પ્રશ્નોત્તરમાળા.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. ચીમનલાલ રતનલાલ.

શા. જેઠાલાલ સુખલાલ.

ખંભાત.

કીંમત દશ આના.

'છત્રીસ પાંખડીનું કમળ પ્રબંધ કવિતા

રચનાર ખંભાત સંપ્રદાયના પૂજ્ય મુની ગીરધરલાલજી મહારાજ.

અંતર્લાપિકા દોહરા



૧ થી ૩૬ સુધી દરેક પાંખડાંનો પહેલો અક્ષર વાંચો !

# છત્રીસ પાંખડીનું કમળ પ્રબંધ કવિતા

રચનાર : ખંભાત સંપ્રદાયના પૂજ્ય મુનીશ્રી ગીરધરલાલજી મહારાજ

## અંતર્લાપિકા દોહરા

૧ **શ્રી** શ્રીવંત વિભૂ સમર,<br>
૨ **નાથ** ત્રિલોકી સાર;<br>
૩ **ગ**રવા ગુણ ગંભીર ધર,<br>
૪ **નેકી** રખ હિતકાર. ૧

૫ **સ**મતા શીલ સત કર્મ કર,<br>
૬ **ના**લાયક સંગ વાર;<br>
૭ **સે**વા પામર પ્રાણી કર,<br>
૮ **ઠ**રવા તરવા ધાર. ૨

૯ **હમેશ** સતગુરુ સંગ કર,<br>
૧૦ **રઝળે** નહિ સંસાર;<br>
૧૧ **ખ**ટપટ ખળતા પાપ હર,<br>
૧૨ **ચંદ્ર** કૃતિ ચિત્ત ધાર. ૩

૧૩ **દ**યા કરો દુઃખી જીવ પર,<br>
૧૪ **કુ**વ્યસન સાત નિવાર,<br>
૧૫ **વ**રજો વિષય કષાય ક્રુર,<br>
૧૬ **ર**સનાએ સત્ય ધાર. ૪

૧૭ **જી**ભે કટુ જુઠ ના ઉચર,<br>
૧૮ **પો**ષો રંક અપાર;<br>
૧૯ **તા**રા અવગુણ દૂર કર,<br>
૨૦ **ના** ભર કર્મનો ભાર. ૫

૨૧ **ગુ**રુદેવની નિત્ય સેવ કર,<br>
૨૨ **રૂ**દિયામાં ન વિસાર;<br>
૨૩ **પુ**ન્ય સદ્‌ગુણ ભંડાર ભર,<br>
૨૪ **જ**શ જગ વિસ્તરનાર. ૬

૨૫ **હ**ળીમળી રહે આપસર,<br>
૨૬ **ર**મણી મોહ નિવાર;<br>
૨૭ **ખ**ચીત ગુણી ગુણ યાદ કર,<br>
૨૮ **ચં**ચળ મનડું વાર. ૭

૨૯ **દ્ર**ષ્ટિ સુધા રખી દાન કર,<br>
૩૦ **જી**નની ધર શિર કાર;<br>
૩૧ **સ્વા**રથિયો જગ જાણી ઉર,<br>
૩૨ **મિ**થ્યા મોહ નિવાર. ૮

૩૩ **ને**સ્ટ કામ ક્રોધ દૂર કર,<br>
૩૪ **ન**થી આ જગમાં સાર;<br>
૩૫ **મે**ટી કર્મને શીવવર,<br>
૩૬ **છે** શિખ એ ગિરધાર. ૯

ઉપર લખેલા નવ દોહરાના નંબરવાર દરેક ચરણના પહેલો મોટે અક્ષર વાચવાથી નીચે લખ્યા મુજબ નામ નીકળે છે : શ્રી નાગનેશના શેઠ હરખચંદ કુંવરજી પોતાના (બરવાળા સંપ્રદાયના) ગુરૂ પુજ હરખચંદ્રજી સ્વામીને નમે છે

જુઓ ! કમળમાં અનુક્રમ નંબરવાર દરેક પાખડીમાં તથા ઉપરના દોહરામાં

॥ श्री वीतरागायनमः ॥

# જૈન વિદ્યાર્થી પ્રશ્નોત્તરમાળા.

રચનાર,

ખંભાત સંપ્રદાયના પૂજ્યશ્રી હર્ષચંદ્રજી સ્વામીના શિષ્ય

પૂજ્ય મુનિ શ્રી ગીરધરલાલજી મહારાજ.

દોહરો.

શું પુષ્પોની માલીકા, ધાર્યે શોભા થાય;
આ પ્રશ્નોત્તર માલીકા, ધરો ગુણી ઉર માંય.

પૂજ્યશ્રી હર્ષચંદ્રજી સ્વામી જૈન સ્થાનકવાસી
શ્રાવીકાશાળા તરફથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

શા. ચીમનલાલ રતનલાલ.

શા. જેઠાલાલ સુખલાલ,

મુ. ખંભાત.

આવૃત્તિ ૩ જી.      પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૨.      સને ૧૯૨૬.

કીંમત રૂ. ૦-I=-૦

## જૈન ધર્મનાં પુસ્તક મળવાનાં ઠેકાણાંઃ—

ખંભાત—શાહ છોટાલાલ મોતીચંદ
સુતારવાડો.

" પ્રગટ કર્ત્તા પાસેથી

અમદાવાદ—૧. શાહ ત્રીભોવનદાસ રૂગનાથદાસ
રાયપુર–આકાશેઠના કુવાની પોળ.

૨. સંઘવી વાડીલાલ કાકુભાઈ
સારંગપુર–તળીયાની પોળ.



શ્રી "વીર-શાસન" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ વીઠ્ઠલદાસ મોહનલાલે છાપી.
ઠે. કાળુપુર–હાજાપટેલની પોળ–અમદાવાદ.

મનુષ્ય જન્મમાં જો કર્ત્તવ્યની સિદ્ધિ કરી લેવામાં આવતી નથી તો પછી હાથમાં આવેલો હીરો ગુમાવવા જેવું થાય છે.

# અર્પણ પત્રિકા.

**ધર્મધુરંધર સ્વર્ગસ્થ શેઠ દોલતચંદ ભાણાભાઈ!**

**મુ૦ ખંભાત.**

આપે ખંભાત જૈન સ્થાનકવાસી સંઘમાં અગ્રેસર તરીકે હંમેશાં તન, મન અને ધન દ્વારા સ્વધર્મોત્તેજન કરવા જે ઉત્કંઠા ધરાવતા તે તેમજ આપનો ધર્માનુરાગ, ધર્મપરાયણતા, દ્રઢતા, ક્ષમા, દયા, શાન્તતા, ધૈર્ય, ગાંભીર્ય, સદાચરણ વિગેરે સદ્‌ગુણોથી સૂર્ય સમું આપનું નામ સાંભળતાં અમારા હૃદયકમલને પ્રફુલ્લિત કરે છે. વળી આપના ચી. અંબાલાલ દોલતચંદ વિગેરે પુત્રોએ પણ જે સંઘ સેવા બજાવી છે તથા આ પુસ્તક છપાવવામાં અમોને શરૂઆતમાં જે સહાય આપી છે, તેથી અમો આભારી છીએ, તેમજ અમો આપના સદ્‌ગુણોથી આકર્ષાઇને આ જૈન વિદ્યાર્થી પ્રશ્નોત્તરમાળા નામનું લઘુ પુસ્તક આપના હસ્તકમળમાં અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

લી. આપના ગુણગ્રાહી,

**શા. ચીમનલાલ રતનલાલ.**

**શા. જેઠાલાલ સુખલાલ.**

પૂ. હ. સ્વામી જૈન શ્રાવીકાશાળાના કાર્યવાહકો.

## જૈનશાળામાં શિક્ષણ આપનાર
## શિક્ષકને ખાસ સૂચના.

બાળકોને સમજુતી વિનાનું ગોખણ શિક્ષણ આપવાથી જોઈએ તેવો લાભ થતો નથી તેથી દરેક વિષય સમજાવીને તેમજ ઠસાવીને આપવાની ખાસ જરૂર છે.

આ બાળકો લાંબો વખત જૈનશાળામાં અભ્યાસ કરે તે બનવું મુશ્કેલ છે તેથી જે પાઠોનો મુખપાઠ કરાવવાનો હોય તેની અગત્યતા, હેતુ વિષે પ્રથમ તેમને થોડો ઈસારો કરવો. ઇસારો કર્યા પછી તે પાઠમાં તેઓ શું કહેવા માંગે છે, તેની સમજુતી બાળકોની વય શક્તિ વગેરેનો ખ્યાલ રાખીને યોગ્યતાનુસાર પણ રસમય રીતે આપવી.

લી. પ્રગટ કર્તા.

### ગુરૂને પ્રત્યક્ષ અભિવંદન.

વંદુ વીર નમાવી શીર તમને, સન્માનું હું સર્વદા;
સત્કારૂં સદ્બુદ્ધિ એ શુભ ગુરૂ, આચાર સુંદર સદા;
કલ્યાણી કરૂણા ધણી ગુણમણિ, માંગલ્યકારી મુનિ;
જીવોને સુખદાય માય સરખા, ગંભીરતાદિ ગુણિ.

# પ્રસ્તાવના.

કઠીણુ પંચમકાળમાં જિનાગમના ફરમાન મુજબ મનુષ્યમાત્ર વક્ર અને જડ પેદા થશે તે વાત નિર્વિવાદ છે, અને ચાલતા જમાનામાં એજ મુજબ થતું આવે છે, ભવિષ્યમાં પણ તેમજ થશે, એ વાત સંદેહ વગરની છે. તેમ થવાનું કારણ માત્ર પવિત્ર એવા જૈન ધર્મના તત્ત્વજ્ઞાનનો અભાવ સિવાય બીજું કંઇપણ જોવામાં આવતું નથી.

પૂર્વે જૈનધર્મના પ્રાચીન વિદ્વાનો એક એકથી અધિકતર જ્ઞાન ધરાવનાર પેદા થયા છે. તેઓએ આપણા જૈન સમાજ ઉપર ઉપકારરૂપે અર્ધ માગધી, સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં અનેક ગ્રંથો રચ્યા છે, જેનું જ્ઞાન ઉપરયુક્ત ભાષાના ઉંચા પ્રકારના જ્ઞાનને અભાવે આપણે લઈ શકતા નથી. આધુનિક સમયમાં આપણાં કુમળી વયનાં બાળકોનાં મગજ ઉપર આપણા મહાન્ એવા પવિત્ર જૈન ધર્મના રહસ્યનું ઉછરતાંજ સિંચન કરવામાં આવે તો પરિપકવ દશાએ તેઓ દયામય ધર્મના જાણ થઈ આલોક અને પરલોકનું શ્રેય કરી શકે તેવા હેતુએ આ પુસ્તક બહાર પાડવાની પ્રસિદ્ધકર્તાની જીજ્ઞાસા છે. જૈન પાઠશાળાઓમાં શિક્ષકે પ્રત્યેક બાળક અને બાળિકાઓને પ્રશ્નોત્તરરૂપે લખેલ આ પુસ્તકમાંથી શિક્ષણ આપી વાંચન, મનન અને નિદિધ્યાસન કરાવવું જેથી નીતિ ને ધર્મનું ઉભય પ્રકારે ઉંચુ જ્ઞાન ધરાવતાં થાય અને પાઠશાળા ખોલવાના જૈન સમાજના સઘળા હેતુઓ પાર પડે.

આ પવિત્ર પુસ્તક શ્રી ખંભાત સંપ્રદાયના સુપ્રસિદ્ધ પૂ૦ શ્રી ૧૦૦૮ શ્રી હરખચંદજી સ્વામીના શિષ્ય પૂજ્ય શ્રી ગીરધરલાલજી સ્વામી જેઓ જૈન ધર્મના તત્ત્વજ્ઞાન સંબંધી ઉંચા પ્રકારનું જ્ઞાન ધરાવે છે તેઓની પવિત્ર કલમથી લખાયું છે. પ્રથમ આવૃત્તિ કરતાં દ્વિતિયાવૃત્તિમાં ઘણોજ ફેરફાર કરવામા આવ્યો છે, અને બીજી આવૃત્તિ કરતાં ત્રીજી આવૃત્તિમાં કેટલોક વધારો કરવામાં આવ્યો છે. પવિત્ર જૈનધર્મનું પ્રાથમિક શિક્ષણ સામાયિક અને પ્રતિ-ક્રમણ ગણવામાં આવે છે ને બન્નેનું સાવસ્તર જ્ઞાન મેળવ-વામાં કુમળા વયનાં બાળકોને તેમજ બીજાઓને પણ આ નાનકડું પુસ્તક બહુજ ઉપયોગી થશે એમ મારૂં માનવું છે અને જેમ જેમ સમજતા જશે તેમ તેમ અજ્ઞાનરૂપી અંધ-કારને નાશ કરવા તેમને તે મદદગાર થશે અને તેમના મન ઉપર સારી છાપ પડશે.

આ પુસ્તક રા. વાડીલાલ કાકુભાઈ સંઘવી મારફત છપાવતા અમને ઘણોજ સંતોષ પ્રાપ્ત થયો છે.

ચૈત્ર શુદ ૧૩<br>
મહાવીર જયંતી.<br>
ખંભાત.

લી.<br>
શા૦ ચીમનલાલ રતનલાલ.<br>
શા૦ જેઠાલાલ સુખલાલ.

# ખંભાત સંપ્રદાયના
# પૂજ્યશ્રી હર્ષચંદ્રજી સ્વામીનું જીવનચરિત્ર

પૂજ્યશ્રી હર્ષચંદ્રજી સ્વામી સંવત ૧૮૯૧ની સાલમાં પંજાબ દેશના **સીરસા** શહેરમાં વીસા ઓસવાલ જ્ઞાતિમાં જન્મ્યા હતા. તેમના પીતાનું નામ ઊદેચંદ તથા માતાનું નામ રાજબાઇ હતું, પૂજ્યશ્રીના માતા પીતાએ બાલ્યાવસ્થામાં તેમનું નામ હુશાનચંદ રાખેલું હતું. તેમનું કુટુંબ વેપારની બાબતમાં આગળ પડતું હતું તેમજ ઘણું બહોળું અને ધર્મિષ્ટ હતું. હુશાનચંદ પોતાની બાલ્યાવસ્થાથીજ ઘણા શાન્ત, ગંભીર અને ગુણવંત હતા. તેમણે શારીરિક વિદ્યા સારા પાયાપર મેળવી હતી, અને તેની સાથે ધર્મ સંબંધી સામાયિક પ્રતિક્રમણનો પણ અભ્યાસ કર્યો હતો. તેમને ધર્મ ઉપર મૂળથીજ ઘણો રાગ હતો. તેઓ જ્યારે પંદર વર્ષની ઉમરે પહોંચ્યા ત્યારે તેમના માબાપે એક ઉંચ કુટુંબની કન્યા સાથે તેમના લગ્ન કર્યાં. તે પછી તેઓ વેપારના કામમાં જોડાયા. વેપારમાં તેઓ થોડા ઘણા માહીતગાર થયા એટલામાં તેમના પીતાશ્રી ઘણોજ થોડો વખત માંદગી ભોગવી કાલધર્મને પામ્યા બાદ હુશાનચંદના નાના ભાઇ બીજા પાંચ કે જેમનું નામ માણેકચંદ વિગેરે હતું તે પણ વેપારના કામમાં જોડાયા અને બન્ને સુખે દિવસો નિર્ગમન કરવા લાગ્યાં. હુશાન-

ચંદના સુપત્નીએ એક પુત્રીનો જન્મ આપ્યો હતો તેનું નામ તેઓએ લાડકી રાખ્યું હતું. થોડાજ વખતમાં હુશાનચંદજીએ વધારે વેપાર ચલાવું તો સારૂં એવો વિચાર કરી પોતાની સાથે કેટલાક પૈસા લઈ કુટુંબમાં વડીલોની આજ્ઞા માગી વેપાર અર્થે પોતે પરદેશ ગમન કર્યું. પરદેશમાં પંજાબ દેશના મુખ્ય શહેરો જેવા કે લાહોર, અમૃતસર, રાવળપીંડી, લુધીઆના અને ત્યાંથી સખર ભખર રોડી થઈ સીંધ દેશમાં કરાંચી વિગેરે મોટા મોટા ગામોમાં ફરી થોડા થોડા દિવસ ત્યાં રહી વેપાર તરફ પોતાની નજર ચલાવી પરંતુ કોઈ પણ જગ્યાએ પોતાનું મન લાગ્યુંજ નહિ. છેવટે ત્યાંથી પોતે મુંબાઇ આવ્યાં ત્યાં એક ઓરડી ભાડે રાખી વેપાર તરફ દૃષ્ટિ દોડાવવા માંડી. આમ કેટલાક દિવસ ગયા પછી એક દિવસે પોતાના મકાનમાં બેઠેલા હતા તેવામાં અનાર્ય માણસો મોટા જીવોને મારી તેનું માંસ માથે મુકી લઈ જતા જોવામાં આવ્યા. આથી પોતાના મનમાં બહુ ખેદ પામ્યા અને એકદમ મનમાં બોલી ઉઠયા, અરે ! હું આવા અનાર્ય દેશમાં ક્યાં આવી ચઢયો ! આ દેશમાં મારો ધર્મ હું કેવી રીતે સાચવી શકીશ ! મારા મનમાં રહેલી દયા કેમ જળવાશે ! આ ટુંકી અને નાશવંત જીંદગીમાં મારે વધુ પૈસો મેળવીને શું કરવું છે ! મને બાલ્યાવસ્થામાં એવી ઈચ્છા હતી કે મોટી ઉંમરે હું ધર્મનું જ્ઞાન સારી રીતે સંપાદન કરી આત્મકલ્યાણ કરીશ, પણ અરેરે ! હવે મારો

વિચાર નિષ્ફળ જશે ! મારા આત્માનું હું કાંઈ સુધારી શકીશ નહીં. આમ મન સાથે કેટલોક વિચાર કરી છેવટે પોતે એવોજ નિશ્ચય કર્યો કે, પૈસા મારે શું કરવો છે ? કુટુંબ મને શું તારનાર છે ? આ દુનીઆમાં કુટુંબને માટે હું ગામેગામ રખડું છું, કાળ માથે ઝપાટા મારી રહ્યો છે, આવામાં જો હું કાળના પંજામાં સપડાયો તો મારૂં કોઇ અહીં સગું વહાલું નથી માટે આવી અવસ્થામાં આ અમૂલ્ય મનુષ્ય દેહ ગુમાવવા કરતાં આ દુઃખદ સંસારનો ત્યાગ કરી સાધુપણું અંગીકાર કરીને મારા આત્માનુ હું કલ્યાણ કરૂં. આમ પોતાનો દૃઢ સંકલ્પ કરીને હવેથી વેપાર કરવો નહિ અને ઘેર પણ જવું નહિ એવા પ્રત્યાખ્યાન કરીને પોતાની પાસે જે પૈસા ટકા અને સરસામાન હતો તે પોતાના દેશ તરફ રવાના કરી દીધો, અને એક પત્ર લખ્યો કે હવે હું પંજાબ દેશમાં નહિ આવતાં મારા આત્માનું કલ્યાણ કરવા સાધુપણું અંગીકાર કરીશ ! આપ સહુ ખુશીમાં રહી ધર્મધ્યાન કરશો. આ પ્રમાણે પોતાની પાસેથી તમામ સરસામાન, પૈસા વિદાય ક્ર્યા બાદ સાધુની શોધ કરવા લાગ્યા પણ મુંબાઇ જેવા શહેરમાં સાધુનો પત્તો ક્યાંથીજ લાગે. પોતે ઉતાવળ કરી તમામ પૈસા ઘેર મોકલી દીધા અને પાસે જે ફક્ત રૂપીઆ ૨૫) રાખેલા તે પણ થોડો વખત ત્યાં રહ્યા તેના ખાધા ખરચમાં વપરાઇ ગયા એવામાં ખુબ તપાસ કરતાં પોતાને ખબર મળી કે, સુરતમાં સાધુજીઓ વખતોવખત

પધારે છે. આથી તેઓ તુરત મુંબાઇથી સુરત આવ્યા. અને વીશીમાં ઉતર્યા. કેટલાક માણસોને સાધુજીની ખબર પૂછતાં કોઇએ ચોક્કસ ખબર આપી નહી, છેવટે કોઇ ભલા અને દયાળુ અંતઃકરણના માણસે તેમને કહ્યું કે ભાઇ ! તમે અહીં તપાસ કરોછો પણ અત્રે તો સાધુઓ ભાગ્યેજ પધારે છે, પણ અમદાવાદ શહેરમાં હંમેશાં સાધુઓનું આગમન વધારે છે. માટે જો તમે ત્યાં જશો તો દર્શનનો લાભ મળશે. આવા ખબર મળ્યા એટલે તરતજ ત્યાંથી અમદાવાદ આવ્યા. પોતાની પાસે માત્ર એક થાળી, લોટો અને કાનમાં બે મરકી શિવાય એક પાઈ પણ રહી નહોતી છતાં પોતાનામાં નાનપણથી ધૈર્યતાનો ગુણ હોવાથી પોતે જરાપણ અકળાયા નહિ ને મનમાં વિચાર કર્યો કે, ફીકર શું છે ? દાંત નહોતા ત્યારે દુધ હતું ! માટે ગમે ત્યાંથી પણ પેટ પુર સાધન મળશે. આમ વિચાર કરી સ્ટેશન પરથી ઉતરી સાંજના ચાર વાગે સારંગપુર દરવાજે પેસતાંજ ખંભાત સંપ્રદાયના પૂજ્ય **શ્રી માણેકચંદજી** સ્વામી કે જે ઇંદોરના વીશા ઓસવાળ જ્ઞાતિમાં પીતા કુશળચંદ અને માતા માણેકબાઇની કૂક્ષીએ જન્મેલા હતા, ને અઢાર વર્ષની ઉમરે ગુજરાતમાં આવી જેમણે પૂજ્ય શ્રી બહેચરજી સ્વામી પાસે દિક્ષા લીધેલી અને તેમની સાથે સવજીરખજી કે જે તે વખતે દિશાએ જતા હતા તે તેમને મળ્યા. દરવાજામાં પેસતાંજ તેમને મહારાજના

દર્શન થવાથી સાક્ષાત્ પ્રભુનાં દર્શન થયાં હોય તેટલો આનંદ થઇ આવ્યો, અને આંખમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં બાદ સાધુજીને વંદણા નમસ્કાર કરી પૂછયું કે, મહારાજ સાહેબ, આપ કયાં બીરાજો છો ? તે વખતે સવજી સ્વામીએ કહ્યું કે શ્રાવકજી ! અમે અમારા ગુરૂ માણેકચંદજી સ્વામી સાથે પંચમુખા હનુમાનની સામેના ડેલામાં ઉતર્યા છીએ, પણ તમે અજાણ્યા હોવાથી તે મકાન તમને જડશે નહિ માટે તમે અહિંજ બેસો, અમે ઠંડીલ જઇને આવીએ છીએ. આમ કહીને સાધુજી ઠંડીલ જઇ પાછા આવી તેમને સાથે લઇ પૂજ્ય શ્રી માણેકચંદજી સ્વામી પાસે આવ્યા. સાધુજીને વંદણા નમસ્કાર કરી બેઠા બાદ થોડો વખત દેશ પરદેશની વાતો ચાલી પછી પોતે એકાંતમાં સાધુજીને લઇ જઇ પોતાની ગુપ્ત વાત પ્રકાશ કરી કે, મહારાજ સાહેબ ! આપ મને ઓળખતા નથી તેમજ હું પણ આ દેશનો માહીતગાર નથી, પરંતુ આ દુ:ખમય સંસારથી કંટાળીને આપ જેવાને શરણે આવ્યો છું માટે મને દિક્ષા દઇ તારો. હું વણીક વીશા ઓસવાળનો પુત્ર છું. દિક્ષાનો ભાર ચોક્કસ સહન કરીશ, માટે કૃપા કરીને મને તારો ! હવે હું કયાંઇ પણ જનાર નથી. આવાં તેમનાં વિનય વચન સાંભળી પૂજ્યશ્રી માણેકચંદજી કે જેઓ ઘણા વિદ્વાન હતા તેઓ તેમના મનનો વૈરાગ્ય તેમજ શરીર પરના ચિન્હ જોઇ આ ભવિષ્યમાં કોઇ મહાન કીર્તિ મેળવનાર નીવડશે એમ

ખાત્રીથી જાણી તેઓને કહ્યું કે શ્રાવકજી, તમે સુખેથી ધર્મધ્યાન કરો. તમારી ચોકકસ ખબર મંગાવ્યા બાદ હું તમોને દિક્ષા આપીશ. આ પ્રમાણે માહારાજશ્રીના કહ્યાથી તેઓની પાસે હંમેશાં પોતે ભણવા ગણવાનો અભ્યાસ કરવા લાગ્યા. પોતે આ દેશની ભાષા સમજતા ન હતા, તેમજ આ દેશના ખાનપાન પણ તે દેશના માણસોને પસંદ નથી હોતાં પરંતુ આ ઉત્તમ પુરૂષ આ તરફના ખાનપાન ઉપર બીલકુલ અભાવ ન લાવતાં માત્ર શરીર નિર્વાહને અર્થે શેર અચ્છેર અનાજ પેટમાં પડયું એટલે સંતોષ માની ગુરૂજ્ઞાન મેળવવા તત્પર રહ્યા હતા. ગૃહસ્થો ! જેમ ત્યાગીનો ત્યાગ, વૈરાગીનો વૈરાગ્ય, જ્ઞાનીનું જ્ઞાન, એ સર્વે માણસ ભાણાં ઉપર જમવા બેસે તે વખતે પરીક્ષા કરવાનું બની આવે છે કે કેટલો ત્યાગ છે, ઇંદ્રિઓ કેટલી કબજે છે, કેટલી લોલુપતા છે, તેમ આ શ્રાવકજીની પણ મહારાજે પરીક્ષા કરી લીધી અને દિક્ષા આપવામાં આવશે તો જરૂર સારી રીતે દિક્ષા પાળશે એવો દૃઢ નિશ્ચય થયો. હુસાનચંદજી ગુરૂ પાસે અભ્યાસ કરવામાં કાંઈપણ ખામી રાખતા નહિ. આ વખતે અમદાવાદ શહેરમાં એજ સંપ્રદાયમાં એક બાઈ દિક્ષા લેનાર હતી, તે અમદાવાદનીજ રહીશ હતી જેથી જમવાનાં કુલેકાં બહુ ચાલતાં હતાં, પણ આ ચેલાજી તરીકે રહેલા હુસાનચંદજીને તો કોઇ નોતરૂં દે ને કોઇ ન દે વળી કોઇ ત્હેમનાં સાંભળતાંજ આ શી નાતના હશે એમ બોલતા,

વળી કોઇ જમવા લઇ જાય તો પીત્તળની થાળીમાં છેટેથી ભાણું પીરસે; આથી ત્હેમના મનમાં જરાપણ ખેદ આવતો નહી. વળી કેટલાક એક બીજાને માંહોમાંહે કહેતાં કે, ભાઇ! "અત્યારે સાધુને પણ લોભના થોભ રહ્યા નથી. આ માણસ કોણ જાણે કયા દેશનો છે. દિક્ષા લેઇને ત્રીજે દિવસે નાશી જશે પણ તે ખબર સાધુને નથી. ત્હેમને તો માત્ર ત્હેમનો વંશ વધારવો છે, આપણે શું કરીએ."

ગૃહસ્થો! આ વચન કહેનારે તો જુદારૂપે કહ્યું પણ તેજ વચન પૂન્યના ઉદયે સવળું પડયું ને આગળ વંશના વધારનારજ થયા, જે આપ આગળ જોશો. શ્રાવકોની આવી વાતો હુસાનચંદજીને કાને પડવાથી પોતાના ગુરૂ પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામિને એકાંતમાં બેસાડી બે હાથજોડી કહ્યું કે, ગુરૂદેવ! આ લોકો મ્હારા માટે કેટલીક વિચિત્ર વાતો કરે છે તે ત્હેમની સમજણ પ્રમાણે સાચી છે. કારણકે હું પરદેશી છું, મ્હને કોઇ ઓળખતું નથી, તેથી ત્હેમના મનમાં આવો વિચાર થાય ત્હેમાં નવાઇ નહિ પણ હું આપને નમ્રતાપૂર્વક અરજ ગુજારૂં છું કે, આપ મ્હને પાના, પુસ્તક, બનાત, કામળી, રેશમી પીછોડી એમાંનું કાંઈ પણ નહી આપતાં માત્ર બે સુતરાઉ પીછોડી, બે ચોલપટા, અને એક રજોહરણ આપજો. મ્હારો કદી ખોટો વિચાર થનાર તો નથીજ એ ખાત્રીથી સમજજો, પણ કદાચ હું તે પીછોડી ચલોટો લેઈ જઇશ તો તે આપને ઘણાં ગૃહસ્થ આપનાર

મળશે. મ્હારે સોનાનાં ઘરેણાં ગાંઠાં પહેરવાં નથી, મ્હારે વરઘોડે ચડવું નથી, સંસારીના પૈસાનું મ્હારે પાણી કરવું નથી. તેઓ મ્હને પેટપુર જમાડે છે તે માટે હું ત્હેમનો ઉપકાર માનું છું. આ પ્રમાણે સાંભળી પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામિએ દૃઢ નિશ્ચય કર્યો કે, આ કોઇ જાતવંત પુરૂષ છે અને ત્હેને દિક્ષા આપવાથી ભવિષ્યમાં કોઇ જાતની ખામી આવવાની નથી માટે જરૂર દિક્ષા આપવીજ આથી કેટલાએક માણુસો પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામિને કહેવાં લાગ્યાં કે, સાહેબ ! આ માણુસ દિક્ષા શું પાળશે અને શું કરવાને ત્હમે લોકોની આંખે ચઢો છો ! તેવારે પૂજ્યશ્રીએ જવાબ આપ્યો કે, ભાઈઓ ત્હમે બિલકૂલ મુંઝાશો નહિ. ત્હમારા પૈસા હું નકામા વાપરવા દેવા રાજી નથી, હું ત્હેને માત્ર એક ચોલપટો અને એક પીછોડી અપાવી દીક્ષા આપીશ. ત્હમારા મનમાં ત્હમે એમ ધારતા હશો કે, મહારાજ અમારા પૈસાનો ખોટો વ્યય કરાવશે; પણ ત્હમારે જરૂર એટલું તો યાદ રાખવાનું છે કે, ટુંકી દ્રષ્ટિએ જોતાં પાછળથી પસ્તાવું પડે છે, કર્મની કોઇને ખબર નથી. જે સારૂ ધારીએ છીએ તે ખરાબ નીકળે છે અને જેને ખરાબ કહીએ છીએ તે ભવિષ્યમાં સારૂં નીવડે છે. માટે ખરૂં શું છે તે કેવળજ્ઞાની જાણી રહ્યા છે. આપણે તો માત્ર વ્યવહારવાદી ઉપરથી ત્યાગ, વૈરાગ્ય, પ્રકુતિ તપાસવાની ફરજ છે જે મેં મ્હારી બુદ્ધિ પ્રમાણે તપાસી લીધેલ છે. મહા-

રાજશ્રીના આ શબ્દો સાંભળી શ્રાવકો કાંઇ પણ બોલી શકયા નહિ, અને સૌ પોતપોતાના સ્થાનકે ચાલ્યા ગયાં. ઉપરના "તમામ વચનો હુકમચંદજીએ પ્રત્યક્ષ સાંભળેલા છતાં લેશમાત્ર પણ કોઇના તરફ મન ઉંચુ કર્યું નહિ, અને જે માણસો પ્રથમથી ચોક્કસ વિચારો કરે છે તે ઘણા સારા છે એમ ધાર્યું. આમ બન્યા પછી જે દિવસે તે બાઇનું દીક્ષા મુહૂર્ત હતું તેજ દિવસે એટલે સંવત ૧૯૨૬ ના જેઠ સુદ ૩ ને સોમવારનું ત્હેમનું પણ દીક્ષા મુહૂર્ત લીધું. તે બાઈ માટે તો પ્રથમથીજ ધામધુમ ચાલી રહેલી હતી પણ આ ચેલાનો તો કોઈ ભાવ પણ પૂછતું નહોતું. કારણકે સૌ એમ કહેતા કે, મહારાજનો દિક્ષા આપવાનો ભાવ છે તો ભલે તેઓ દિક્ષા આપે, ભવિષ્યમાં આપણે જોવાનું છે. આથી તેઓના તરફ કોઇ પણ માનની લાગણીથી જોતાં નહોતાં. છેવટે જેઠ સુદ ૩ નો દિક્ષાનો દિવસ આવી પહોંચ્યો તો પણ સવારના નવ વાગ્યા સુધી આપણા ભવિષ્યના પૂજ્ય સામાયિકમાંજ શાન્તપણે બેઠા હતા, પરંતુ ત્હેમને કોઇએ યાદ કર્યોજ નહિ. તે બાઇને માટે તો વરઘોડાની સામગ્રી તમામ સજ્જ થઇ તૈયાર ઉભી હતી. સાબેલા પણ સજ્જ થઈ તૈયાર ઉભેલા હતા અને વરઘોડો નીકળવાની તૈયારીમાં હતો એટલામાં સારંગપુરમાં રહેતા દશાશ્રીમાલી વણિક શાહ ડાહ્યાભાઇ મોતીચંદના માતુશ્રી નામે સુરજબાઇ કે જેઓ ઘણા ધર્મિષ્ટ અને આવ્યા ગયા સાધુ-સાધ્વી તેમજ

શ્રાવક-શ્રાવીકાની સાર સંભાળ લેવામાં હમેશાં મોખર ભાગ લેવાવાળા હતા તેઓ ઉપાશ્રયે સાધારણ ખબર લેવાને આવ્યા, ત્યાં હુસાનચંદજી ચેલાને સામાયિકમાં દેખી આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે, કેમ ભાઈ! વરઘોડો નીકળવાની તૈયારીમાં છે છતાં હજુ ત્હમે ઉપાશ્રયમાં બેસી રહ્યા છો? ત્હમને કોઈ બોલાવા નથી આવ્યું? હજુ સુધી ત્હમારી કોઇએ સંભાળ ન લીધી એ નવાઈની વાત, આમ કહી ત્હેમને પોતાને ઘેર લઇ ગયા અને ના'વાનું પાણી આપી ન્હવરાવી, કંસાર જમાડી, મંગળીક તીલકાદિક કરીં, ગુજરાતી પહેરવેશ પહેરાવ્યો. જો કે તે વેશ ત્હેમને બિલકુલ શોભતો નહોતો તો પણ આ કપડા સાથે મ્હારે કેટલા કલાકનો સંબંધ છે? ગમે તેવું હોય તો પણ શું? અંતે મ્હારે ત્યાગ કરવાનો છે, એમ ધારી ત્હેમણે શરીર ઉપર અને પોતાના ચહેરા તરફ નજર નહિ કરતાં જે કપડું આવ્યું તે પહેરી લીધું.

આ પ્રમાણે લુગડા પહેર્યા બાદ એક પાલખીમાં બેસાડયા અને વરઘોડો રવાના થયો. ગામ બહાર વરઘોડો આવી પહોંચ્યો એટલે પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામીના હાથથી તેમને તથા તે બાઈને દીક્ષા આપવામાં આવી હતી. તેઓ આઠજ દિવસ અમદાવાદમાં રહ્યા હતાં. તેમાં ચાર દિવસ એકાંતર ઉપવાસ ર્ક્યાં હતાં. દિક્ષા આપ્યા બાદ ત્હેમનું નામ **હરખચંદજી** રાખવામાં આવ્યું. તેઓ ગુરૂની પાસે રહી હંમેશા જ્ઞાન ધ્યાનમાં

તત્પર રહેવા લાગ્યા. ત્હેમનો ભક્તિભાવ જોઇ ગુરૂ ઉપદેશ દેતા કે, ભાઇ જૈન ધર્મના સિદ્ધાંતો જે કેવળજ્ઞાનીના પરૂપેલા છે ત્હેની અંદર અનેક રહસ્ય રહેલાં છે, તે રહસ્યો એકદમ સમજાશે નહી, પણ તે રહસ્યો સમજવા માટે પ્રથમ વિનયમાં આત્માને જોડવાનું, વૈરાગ્યનો દિનપ્રતિદિન વધારો કરવાનું, અને ઇંદ્રિઓનો ઉન્માદ શાન્ત કરવા માટે યથાશક્તિ તપશ્ચર્યા કરવાનું જો લક્ષમાં રાખશો તો આત્માનું કલ્યાણ થશે. ગુરૂજીના આ વચનો સાંભળી પોતે એકાંતર ઉપવાસ કરવા શરૂ કર્યા અને તે દરમ્યાન ગુરૂની સેવા ભક્તિ કરવામાં જરા પણ ખામી આવવા દેતા નહિ અને જ્ઞાન ધ્યાનમાં હંમેશાં તત્પર રહેતાં. આમ લગભગ બે વરસ સુધી ગુરૂ પાસે કેટલોક અભ્યાસ કર્યો, પરંતુ તેટલામાં તો પોતાને માથે ભવિષ્યનો બોજો આવવાનો પ્રસંગ બની આવ્યો, કેમકે સંવત ૧૯૨૮ ની સાલમાં પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામિનું જ્યારે ખેડા ( પંચમહાલ ) માં ચાતુર્માસ હતું તે વખતે તેઓ સાહેબની તબિયત એકાએક બગડી, અને દિનપ્રતિદિન મંદવાડ વધતો ગયો. છેવટે તેજ ચાતુર્માસના ભાદરવા સુદી ૫ ને દિવસે પૂજ્યશ્રી માણેકચંદજી સ્વામી આલોઇ, પડિક્કમી, નિંદી, નિસલ્ય થઇ, પોતાના શિષ્યને છેવટની શિખામણ અને આશીર્વાદનાં વચનો કહી રાતના નવ વાગે દેવગત્ થયા. પૂજ્યશ્રીના સ્વર્ગવાસ પછી શ્રી સવજીરખજી સ્વામિને ગુરૂ તરીકે માની ત્હેમની સેવા ભક્તિ કરવા લાગ્યા,

અને તપશ્ચર્યા કરવાની સાથે જ્ઞાન ધ્યાનમાં તત્પર રહેતા. સંવત ૧૯૩૦ ની સાલમાં શ્રી હરખચંદજી સ્વામિ અમદાવાદ પધાર્યા. આ વખતે અમદાવાદના દશાશ્રીમાલી વાણીયા નામે ચુનીલાલ ફુલચંદ કે જેઓ વકીલાતનો ધંધો કરતા હતા અને દૃઢધર્મી હોવાની સાથે શાસ્ત્રના જાણકાર હતા, તેઓશ્રી હરખચંદજી સ્વામિનો સમાગમ થવાથી ખુશી થયા અને તેમણે આ ઉત્તમ પુરૂષની શાન્ત મુદ્રા અને પવિત્ર ક્રિયા દેખી ત્હેમની પાસે દિક્ષા લેવાનો દૃઢ નિશ્ચય કર્યો. ઘરમાં ફક્ત તેઓ સ્ત્રી પુરૂષ બન્નેજ હતાં અને બન્ને ધર્મના રાગી હતા, તેમણે પોતાનાં ધર્મ પત્નિને પોતાનો દૃઢ નિશ્ચય જણાવ્યો. પોતાના પ્રિયતમના આ શબ્દો સાંભળી તેમનાં સુપત્નિ માકોરબાઈ ઘણાંજ ખુશી થયા અને તે શબ્દોને હર્ષાશ્રુથી વધાવી લીધા અને કહ્યું કે સ્વામિનાથ! આપની જો દીક્ષા લેવાની ઇચ્છા હોય તો ખુશીથી તે ગ્રહણ કરો. પણ પ્રથમ મને દીક્ષા અપાવી પછી આપ દિક્ષાને ગ્રહણ કરો તો સારૂં. પોતાની સુપત્નિના આ શબ્દો સાંભળી ચુનીલાલ વકીલ ઘણાજ ખુશી થયા અને કહેવા લાગ્યા કે, મ્હારી સાથે તમે પણ દિક્ષા ગ્રહણ કરવા તૈયાર થયા તે માટે ત્હમારા પતિવ્રતપણાને ધન્ય છે આમ કહી તુરતજ બીજે દિવસે પોતાનાં ધર્મ પત્નિને દીક્ષા આપવાનું શુભ મુહૂર્ત જોવરાવી મોટા આડંબરથી વરઘોડો ચઢાવી દીક્ષા આપી અને ત્યારબાદ બીજેજ દિવસે

પોતે ઘરબાર ખુલ્લાં મુકી દઇ પૂજ્યશ્રી હરખચંદજી સ્વામિ પાસે દીક્ષા લીધી. આ વખતે અમદાવાદમાં ધર્મનો ઉદ્યોત ઘણોજ થઈ રહ્યો હતો. પરદેશના પણ ઘણા માણુસો આવી રહેલા હતા. શ્રી ચુનીલાલજીએ વ્યાખ્યાન વાણીમા બહુજ કુશળતા મેળવી હતી અને હજારો માણુસ વચ્ચે ધર્મબોધ આપી શકતા હતા પરંતુ તેવામાં એકાએક તેમનું શરીર બગડયું અને ફકત દોઢ વર્ષ દિક્ષા પાળી સંવત ૧૯૩૧ ની સાલમાં ખંભાત શહેરમાં કાળ કર્યો. આથી સંઘમાં ભારે દિલગીરી ફેલાઇ રહી હતી.

પૂજ્યશ્રી હરખચંદજી સ્વામિએ પોતાના હાથે ૨૦ શિષ્યોને દિક્ષા આપી હતી. પોતે હંમેશાં જ્ઞાન ધ્યાનમાં તત્પર રહેતા. છેવટે વૃદ્ધાવસ્થા આવી પહોંચી તો પણ હંમેશાં તપશ્ચર્યા ચાલુજ હતી. ગમે તેવો સખત વિહાર કરવાનો હોય તો પણ દીક્ષા લીધી ત્યારથી એકાંતર ઉપવાસ કરવાનું ભૂલતાં નહિ. પારણાને દિવસે હંમેશાં એકજ વખત આહાર કરતા હતા. વચમાં છઠ્ઠ–અઠ્ઠમના થોકડા ઘણાંજ કરતા. પૂજ્યશ્રીને ક્યારે પારણું છે ત્હેની પણ શિષ્યોને ખબર પડતી નહિ. પોતે મહા ઘોર તપશ્ચર્યા કરવા છતાં તપસ્વી નામ ધારણ કર્યું નહોતું. રાત્રીના વખતે દશ બજ્યા સુધી સાંભળવા આવેલા માણુસોને સારી રીતે ધર્મબોધ કરતા હતા. રાત્રે જ્યારે સર્વ સાધુઓ નિદ્રાને સ્વાધીન થતાં ત્યારે પોતે તુરત સાવધાન થઈ ત્રણ ત્રણ ચાર ચાર કલાક સુધી ધ્યાન

ધરતા. જ્યારે સાધુઓને જાગવાનો વખત થાય ત્યારે પણ ધ્યાન ધરી પાટ ઉપર બેઠેલાં જોવામાં આવતા. આ પ્રમાણે પોતે ઘણીજ ગુપ્ત તપશ્ચર્યા કરતા હતા. વૃદ્ધાવસ્થાને લઇ તેઓ દુર દેશાવર વિહાર કરી શકયા નહોતાં પણ ઝાલાવાડ, પાલણપુર, સુરત સુધી શેષકાળ, ચાતુર્માસ કર્યા હતાં. છેવટે સંવત ૧૯૪૮ ની સાલનું ચાતુર્માસ અમદાવાદમાં કરી સંવત ૧૯૪૯ ની સાલમાં પોતે ખંભાત પધાર્યા. તે વખતે પોતાની ઉંમર ૫૯ વરસની હતી. હરહંમેશ તપશ્ચર્યા કરવાથી શરીરમાં અશક્તિ આવી ગયેલ તેમાં વળી પગે વા અને આંખે ઝાંખ વર્તાવાથી આ વખતે વધુ અશક્તિ દેખાતી હતી આથી શ્રાવકોએ સ્થિરવાસ રહેવાને માટે ઘણોજ આગ્રહ કરેલ પણ તેઓશ્રીએ તે વિનંતિ સ્વીકારી નહોતી બાદ સાધુના ચોમાસા ઠરાવ્યા. કેટલાક સાધુઓ સુરત તરફ ગયા, કેટલાક સાધુઓએ કાઠીયાવાડ તરફ વિહાર કર્યો અને કેટલાક સાધુ ત્હેમની સેવામાં રોકાયા. આ પછી તુરતજ પૂજ્યશ્રીને તાવની બીમારી લાગુ પડી અને ભયંકર રૂપ લીધું જેથી સાધુ અને શ્રાવકો ઘણાંજ ગભરાયા. કાઠીયાવાડ તરફ ગયેલા સાધુઓને તાર મારફત બોલાવવાની ગોઠવણ કરી અને ગામોગામના શ્રાવકોને તારથી ખબર આપવામાં આવતાં સુરત, સાણંદ, અમદાવાદ, ખેડા વિગેરે ગામનાં ઘણાં શ્રાવકો ભેગાં થઇ ગયા. પૂજ્યશ્રીને દિનપ્રતિદિન બીમારી વધતી જતી જણાવા લાગી. પોતે ઉત્તમ અને

આત્માર્થી પુરૂષ હોવાથી મુનિશ્રી ગીરધરલાલજીને પાસે બેસાડી સારી રીતે આલોચણા કરી સાવધાન થઇ ગયા. બીજે દિવસે પોતાની જીભ કાંઇક ટુંકી થવા લાગી તો પણ પોતાને હરહંમેશ પ્રભુ ભક્તિ તરફ પૂર્ણ પ્રીતિ હોવાથી પોતે ઘણાંજ સ્તુતિ રૂપ વાકયો ઉચરતા. જીભ વધુ ટૂંકી થયા પછી પૂજ્ય-શ્રીના મુખારવિંદમાંથી ફકત નીચે પ્રમાણે શબ્દો નીક-ળતાં હતાં.—

**खामेमि सव्वे जीवा । सव्वे जीवा खमंतु मे ॥**
**मित्तिमे सव्व भुयेषु । वेरं मझं न केणइ ॥**

આ પ્રમાણે શબ્દો છેવટ સુધી સંભળાયા હતા બાદ. છેલ્લે દિવસે બોલવાનું લગભગ બંધ થવા આવ્યું. વખતે શુદ્ધિમાં આવતા તો ઉપરના શબ્દ બોલતા, વળી પોતે ૬ આંગળા ઉંચા કરી, ૬ બજે કાળ કરવાનો છું એમ ઇસા-રતથી સમજાવતાં પરંતુ શ્રાવકો તે ઈસારતમાં કાંઇ પણ સમજી નહિ શકવાથી તેમના હાથમાં કાગળ કલમ આપતા પણ પોતામાં લખવાની શક્તિ રહી નહોતી છેવટે ૧૯૪૯ ના ચૈત્ર સુદી ૨ ને રવીવારે સાંજના ૬ વાગે કાળ કર્યો. પોતે ૬ બજે કાળ કર્યો જેથી ૬ આંગળીઓ ઉંચી કરી જે ઈસારત કરતાં તે જાણવામાં આવતાં લોકો આશ્ચર્ય પામ્યા હતાં.

આ વખતે કેટલાક ઉત્સાહી શ્રાવકોએ પૂજ્યશ્રીને બેસ-વાની પાલખી બનાવરાવવામાં એવી તો અથાગ મહેનત

લીધી હતી કે ગામના બધા માણસોનું મન તે તરફ વધું ખેંચાતું હતું. મહારાજશ્રીને જે વખતે પાલખીમાં પધરાવ્યા તે વખતે ઉત્સાહી શ્રાવકોએ સોના રૂપાના ફુલથી તેઓને વધાવ્યા અને પોતાની શક્તિ પ્રમાણે સેંકડો રૂપીઆ શુભ માર્ગે ખરચવા શરૂ કર્યા હતા. મહારાજશ્રીને અગ્નિ સંસ્કાર કરવા લઇ જતી વખતે રસ્તામાં હજારો માણસો તેમનાં છેવટનાં દર્શન કરવાને ઉભાં રહ્યાં હતાં. એક ઉત્સાહી ગૃહસ્થ ઘોડેસ્વાર થઇ રૂપા તથા ત્રાંબા નાણું છુટથી ગરીબ ગરબાઓને આપતો જતો હતો. છેવટે પાલખી સ્મશાન ભૂમિમાં લઇ જવામાં આવી હતી. તેઓશ્રીને અગ્નિ સંસ્કાર કરવામાં ઘણા ઉત્સાહી ગૃહસ્થોએ ઉપરા ઉપરી માંગણી કરેલ જેથી તે વખતે શુભ ખાતામાં સેંકડો રૂપીઆની આવક થઇ હતી. પૂજ્યશ્રીના શબને સુખડના કાષ્ટથી અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો હતો. તે ક્રિયા પૂર્ણ થયા બાદ તમામ શ્રાવકો ભારે દીલગીરી સાથે ત્યાંથી પાછા ફર્યા હતા અને સૌએ પોતપોતાના સ્થાનકે જઇ યથાશક્તિ દાન દઇ ધર્મ ક્રિયા કરી હતી. તે દિવસે આખા સંઘે પાખી પાળી હતી તેમજ બહારગામ ખબર પડતાં તમામ જગ્યાએ પાખી પાળવામાં આવી હતી અને દરેકે શુભ ખાતામાં યથાશક્તિ રકમ આપી હતી.

ॐ शान्ति ! शान्ति ! ! शान्ति ! ! !

## આદીશ્વર ભગવાનની સ્તુતિ વિષે—દોહરા.

આનંદકારિ હે વિભુ, દીનાનાથ દયાળ;
જીવન પ્રાણાધાર તું, નેક નજર કરિ ભાળ. ૧
સ્વરૂપ તારૂં વર્ણવે, રસના સહસ બણાય;
પ્રભૂતા તુજ કહી ના શકે, ભૂતળમાં કોઈ ભાય. ૨
સાગરસમ ગંભીર સદા, ગાત્રેં ગૌર સોહાય;
સ્વપ્ને પણ તુંજ દેખતાં, શાતા રૂદીયે થાય. ૩
માતાપીતા ભ્રાત તું, મુજ શિતળતા આપ્ય;
ક્ષણભર તુજ ના વિસરૂં, કષ્ટ સર્વે મુજ કાપ્ય. ૪
નામ જપ્યાથી તાહ્યરૂં, નહી રઝળે ભવમાંય;
હિતસ્વી હે વાલહા, સદાય સુખ દે આય. ૫
તુજ ગુણ ગાવા માહ્યરૂં, બહુ મનડું લલચાય;
નાથ ત્રીલોકી તુજ ગણો, રસના એ ન કથાય. ૬
પૂરણ પુન્યે પામિયો, તુજ રમણીક દેદાર;
તુજ નજરે અવલોકતાં, પતિત ઉધારણહાર. ૭
વિઘનહરણ મંગળકરણ, ત્રણ ભુવનના તાત;
શરણાંગત સુખદાયકું, હરત તિમિર અજ્ઞાત. ૮
રસિયો તુજ ગુણ જ્ઞાનમાં, સદા થતાં એક ધ્યાન;
ફરતાં તુજ સમ જોડલી, નહી તેવી અન્ય ઠાણ. ૯
બેઠો તુજ એક આસરે, સમરૂં નહી અન્ય કોય;
સઘળા સરસ ગુણ તાહ્યરા, મન વિસરામ મોય. ૧૦

મ્હેર કરી મુજ ઉપરે, વસો સદા મમ પાસ;
આતમના આધાર તું, નંદન નાભી ખાસ. ૧૧
ચંચળ મનડું માહ્યરૂં, તારૂં દર્શન ચ્હાય;
જબ નેત્રે વિલોકસું, હરખેં ઉર વિકસાય. ૧૨
દરિદ્ર દુઃખ દોહગહરી, આપો અવિચળ સુખ;
પરમાનંદ હોય તેહથી, જોતાં તારૂં મુખ. ૧૩
જીવન મુળી દેવ તું, ત્રિવિધી તાપ નિવાર;
આદી જીનેશ્વર માહ્યરાં, પાપ કરો પરિહાર. ૧૪
તારા ભક્તને તાર તો, એમાં નથી નવાય;
મુજ પાપીને તાર તો, તારક બીરૂદ ગણાય. ૧૫
અધમાધમ શિરોમણી, અધોગતિ જનાર;
વિણુ ભક્તે કેમ છુટશું, મહા દુષ્ટિ ગુણહાર. ૧૬
પ્રીતિ નહી તુજ ચરણમાં, નીતિ નહી લગાર;
કામી કપટી લાલચું, બગ ધ્યાની છું સાર. ૧૭
જ્ઞાન ધ્યાન જપ તપ ક્રિયા, ધર્મ નીતિ નથી કોય;
પૂર્ણ અધમિ દુરગુણી, શી ગતિ થાશે મોય. ૧૮
જગમાં રજકણ જેટલાં, તેટલાં પાપ કરેવ,
તકસીર માફ કરો સહુ, પુર્ણ કૃપાળુ દેવ. ૧૯
રઝળી ભવ કાંતારમાં, થાકયો છું હે ઈશ;
ઠરે દાવાનળ કર્મનો, કર એવું જગદિશ. ૨૦
તું પાવન હું પાતકી, તુજ આશ્રીત ઉધાર;
વિશ્વપતિ વાલેશ્વરી, મળતાં દુઃખ જનાર, ૨૧

ભુખ સહી નિધી જ્ઞાન લઇ, ધુર માતાને દીધ;
એક આનીદે તેહમાં, તો મુજ કારજ સીધ. ૨૨
વરસી તપ કર્યે કેવળી, થયાથી લીલા લ્હેર;
નંદન મરૂદેવી તણા, દર્શન દે કરિ મ્હેર; ૨૩
સમરથ સાહિબ માહરી, અરજી ઉરે સ્વીકાર;
દેવ દયાનીધી દીનને, તાર સદા ગીરધાર. ૨૪

## પરમાત્માની સ્તુતિ વિષે—દોહરા.

શ્રી શ્રીવંત કિરતાર તું, આનંદના દાતાર;
દીલ ઠારણ મંગળકરણ, નાયક લાયક સાર. ૧
થશે સુફળદીન ભેટતાં, જીવન પ્રાણાધાર;
પ્રગટે આનંદ પૂરતે, ભુલાય નહિ કોઇવાર. ૨
શ્રી જયજય જગદીશ્વરા, કરૂં યાદ દીનરાત;
શાતા દાતા શાંતિના, વચમાં મૃત સુખશાત. ૩
સુરતા તુજ સુખધામની, ખીંણ ખીંણ રૂદીયા માંય,
જગ જીવન મુળી પ્રભુ, મળતાં દુ:ખ પળાય. ૪
નેક નજર કર નાથજી, શરણાંગત સુખદાય;
કુરૂણા સિંધુ વાલહા, યશ તારા સહુ ગાય. ૫
રાખો તારા ચરણમાં, ખસીયે નહી કદાય;
રટું રસના તુજ નામથી, મુજ ઉર ઉલસીત થાય. ૬
સદા નંદી શાંતીમયી, જે ઠરવાનું ઠામ;
મ્હેર કરિ મુજ દીજીયે, એવું અચળ વિસરામ. ૭

સુરતા તુજ સુખધામની, મુજ જીવ નિત્યે ચ્હાય;
રાખો તારા ચરણુમાં, ખસીયે નહી કદાય. ૮
તારિ અમૃત દૃષ્ટિથી, મળશે સુખ અપાર;
વિશ્વપતિ ઉરમાં ધરો, અરજી એ ગીરધાર. ૯

## શાંતિનાથ પ્રભુની સ્તુતિ વિષે—દોહરા.

શાંતિ શાંતિ કર સદા, તિક્ષણુ કર્મ નિવાર;
નામજ શાંતિ જીણુંદથી, થશે શિતળ શ્રેયકાર. ૧
પ્રણુમે તુજ પદ પ્રેમથી, ભૂતળે નહી કરનાર;
તપશા કરી પાવન થઈ, મ્હેર કરી કીરતાર. ૨
ગાત્ર નિરોગ જનનાં કર્યાં, હરી મરકી દેશપાર;
તમે નાથ શાંતિ કરી, ગર્ભે રહી હીતકાર. ૩
વાહલા વાહરે ચડી કર્યાં, આયુષ લાંબાં સાર;
દુઃખીયાના બેલી થયા, ન રહ્યાં કષ્ટ લગાર. ૪
તે સમરૂં જગદિશને, મનહર ગુણુ ભંડાર;
દિન રજની તુજ ધ્યાવતાં, સદા થશે જયકાર. ૫
ફરતાં તુજસમ ના મળે, તેવો દુઃખ હરનાર;
શિતળ ચંદન સમ સદા, દર્શન શાંતિકાર. ૬
નેક નજર કરી નાથજી, સમરથ સાહિબ ઠાર;
દુઃખ દાવાનળ વારિને, સરવે સુખ દે સાર. ૭
નીર ખીર સમ પ્રીતડી, તુજ રાખે એક તાર;
તજી ખલક શિવ સુખને, જોવે તે ગીરધાર. ૮

## શિખામણ વિષે—તોટકવૃત્તમ.

પરમાનંદ પ્રાપ્ત થવા જીવને, વિત્તરાગ ભજો નિત્ય એક મને;
રસના જ રટો ભવતારકને, થરરાટ ટળે દુઃખ નારકને. ૧
ગિરવા ગુણ ચારિત્રવાન બને, નીતિ ટેક ગ્રહો મધુરે વચને;
ત્રસના મમતા તજી મોહકને, સત્યવાણી વદો તજી જુઠને. ૨
તિણથી સિધીવાક્ય સદાય બને, ભગવંત વખાણત તેહુજને;
સમરો જગનાથ ગુણાગરને, મળશો સુખસંપતિ સાગરને. ૩
મન મસ્ત[1] કરિ વશ આપકને, કરિયે શુભ કૃત્યથી મોક્ષ બને;
ધરજો નીતિ કષ્ટજ કાપકને, રસિયા ન થવું વિષયાશકને. ૪
રટિયે ઇશ નામસુ રાતદિને, તપશા કરતા ઠરિયે સુ પુન્યે;
સુરતા નિત્ય એક પવિત્ર મને, ખિંણજીંદગી છે નિત્ય ચિંતવ્યને. ૫
થર કર્મ શુભાશુભ આ જીવને, ઇણ માફક ભોગવવાંજ [2]તને;
સત્ય શિયળથી યશ હો તુજને, જીન આશિષ દે ગીરધારી તને. ૬

---

## વર અને કન્યા વિક્રય કરનાર વિષે—દોહરા.

વર કન્યા વિક્રય કરે, તેમાં દોષ અપાર;
વૃદ્ધ અંધા ને પાંગળા, નાલાયક વરનાર. ૧
જાતિકુળ હિંણુ નિંચને, વળી કજોડાં થાય;
જઈ સવેલાં આપતા, પઇસાથી પતલાય. ૨
બાર વરસની બાળકી, વર એંસી વર્ષધાર;

---

૧ હાથી. ૨ શરીરે.

ધન લોભે એહવો કરે, અનથ પારાવાર. ૩
ખાટકી પર બાળક તણું, વેચે માંસ સદાય;
નિજ શિશુ મંસંજ વેચતા, વિક્રય વર કન્યાંય. ૪
કન્યાનું સઘળું લઇ, પછી પરણાવે જેહ;
શું ખાશે ને ક્યાં રહે, પુરણ દુઃખણી તેહ. ૫
વિધવા ને વ્યભિચારની, સંખ્યા વધે અપાર;
ગર્ભપાત પુષ્કળ થશે, અનીતિ અપરંપાર. ૬
કન્યાથી વર મોટકો, સાત વરસનો ધાર;
તેથી ન્યૂનાધિક તો, નહીં કરવું ગીરધાર. ૭
નિજ વર કન્યા માંસ તો, વેચી ખાએ જેહ;
તેથી અધિક કોણ પાતકી, ગીરધર ગણવો તેહ. ૮
કન્યા ઘર ખાલી કરે, રહે ન નિજ ઘરમાંય;
પેટ ભરવાને કારણે, પછી અનીતિ થાય. ૯
તન મજબુત થયા વિના, જે પરણાવે બાળ;
તેથી પ્રજા જે નિપજે, હિંણભાગી વિકરાળ. ૧૦
ગીરધર વૃદ્ધ લગ્નો થકી, વધે અતિ વ્યભિચાર;
વિધવા કન્યા વિક્રયો, વધે તે પારાવાર. ૧૧
કન્યાવિક્રય જે કરે, વૃદ્ધ લગ્ન કરનાર;
હજાર દયો પિંજારતો, તસ શિરે ગીરધાર. ૧૨
વરકન્યા વિક્રય તજો, જાણી એમ સદાય;
હર્ષ ગુરૂ ગીરધારીની, શીખ ધરો ઉરમાંય. ૧૩

# શિખામણ વિષે ગરબો.

[ પુનંમચાંદની ખીલી પુરી અહીંરે-એ રાગમાં. ]

અલ્પ ઉંમરમાં દુષ્કિત કર્મ કરો નહીરે,
ધરજો નિત્યે માથે નાથ ત્રિલોકી ત્રાસ;
હેતે નમીએ જઈને ઉત્તમ તો ગુરૂ દેવને રે. એ ટેક.
નિત્યે જિનવર વાણી સુણવાં જઇએ પ્રેમથી રે,
જેથી ભવ ભવ સંચિત પાતિક દુર પળાય. હેતે નમીએ.

**સાખી**—વાલેશ્વર ગુરૂ માહરા, પ્યારા પ્રાણાધાર;
ભવસાગરમાં ડૂબતા, છો ગુરૂ તારણહાર.

**ચાલ**—પર ઉપગારિ પુરણ ભાગ્યે ગુરૂજી આવિયારે,
તે તો ધરમિ [1]કજવન ઉલસીતના કરનાર. હેતે. ૧

**સાખી**—ગુરૂ મુખ વાણી સાંભળી, તજોજ પાતિક પંથ;
કરજો જત્ના જીવની, વંદો ગુરૂ નિર્ગ્રંથ.

**ચાલ**—દુ:ખીયા દીણા હીણા, દેખી દીલ દયા ધરોરે;
તેને પાળો જેવાં નિજતણા સંતાન. હેતે. ૨

**સાખી**—જૂઠ વચન તો બોલતાં, જગમાં ઈજ્જત જાય;
મળે ન લાંબુ આઉખું, કારાગ્રહે પકડાય.

**ચાલ**—જુઠે બકરા થઇને, જશો કસાઈના હાથમાં રે;
વળી ગર્ભ તણા દુ:ખ સહેશો અપરંપાર. હેતે. ૩

**સાખી**—ચોરી કુડા લેખ તો, લખો ન જુઠા ભાય;
પુરો ન ખોટી સાક્ષિઓ, કટુ ન વદશો વાય.

---

૧. કમળ.

**ચાલ**—ગુણીયલ પરની થાપણુ ઓળવશો ન કદી તમેરે,
જાણી પરભવમાંહી પુત્ર તણો વિજોગ. હેતે. ૪
**સાખી**--પરનારીની પ્રીતતો, કરતાં જીવ ગમાય;
બુદ્ધિ ધન જશ હારિને, ઝાઝા ખત્તા ખાય.
**ચાલ**—પથરી રોગ થશે ને જાશો જમના હાથમાં રે,
પાવક પુતળી સંગે થાશે દુઃખ અપાર. હેતે. ૫
**સાખી**—નિંદ્યા વેણુ કટુ વદી, કરો ન પર સંતાપ;
જીભે પરમળ પાપને, શું ધોવો છો આપ.
**ચાલ**— નિજ અવગુણુને શોધી કરજો તનથી વેગળા રે;
નિંદ્યા કર્યાં ન પામે ભવભવમાંહી જીભ. હેતે. ૬
**સાખી**—ફ્કકડ અક્કડ શું ફરો, જતાં ન જોબન વાર;
પડશે જ્યારે તાહારે, માથે જમનો માર.
**ચાલ**—ત્યારે ઉગરવાનો આરો તારે છે નહીં રે,
માટે સમજી દુઃખની ભીતિ રાખો ભાય. હેતે. ૭
**સાખી**--મનુષ્ય જન્મને પામીને, કરો ન નિંદીત કામ;
પરભવ નિશ્ચે ચાલવું, રમોજ ધર્મા રામ,
**ચાલ**—કાયા માયા જાણો વાદળ કેરી છાંયડીરે;
પાણી પુરને જાતાં કદી ન લાગે વાર. હેતે. ૮
**સાખી**—દેવ ગુરૂ ને ધર્મની શ્રદ્ધા રાખો શુદ્ધ,
પાખંડી સંગ વારતાં, નિરમળ થાએ બુદ્ધ.
**ચાલ**—નિરમળ સમકિત રત્ન જત્ને કરીને રાખજો રે,
જેથી ભવસાગરનો વેગે પાર પમાય. હેતે. ૯

**સાંખી**--ધરમીની સોબત કરી, કરિયે સદગુણ કામ;
સજ્જન સાધુ સંગથી, વધશે મોટી મામ.
**ચાલ**—એવા ગુણીજન ગુરૂ ને દેવ નિરંજન સેવતાં રે,
પાપી લોઢું પારસ સંગે થાશે હેમ. **હેતે. ૧૦**
**સાખી**--પુરણ વેરણ પાપણી, આળસડી દુઃખદાય;
ધરમે ધકકો લગાડીને, દુરગતીએ લઈ જાય.
**ચાલ**—તેને કાઢી દાન દયા ને, પોષા આદરો રે;
જેથી ભવ દુઃખભંજન ભેટે શ્રી જગદીશ. હેતે. ૧૧
**સાંખી**—તપ કરીને તન ગાળજો, પાતિક દૂર પળાય;
જ્ઞાન ગ્રહી ગુરૂ સંગથી, કરોને પાવન કાય.
**ચાલ**—ઋષિ ગિરધારીની સાર શિખામણ સાંભળી રે;
ધારી ઉત્તમ કરજો શિવરમણીશું પ્યાર. હેતે. ૧૨

---

## પરનું ભલુ કરવા વિષે.

[ હરિગિત છંદ. ]

ગુરૂદેવને ચરણે નમી કહું શિખ આ હિતકારિણી,
ઉરમાં ધરો તો વાલહા તુજ શ્રેય છે ભવપારિણી;
કરવા સફળ તુજ જીંદગી શું કૃત્ય તેવું આદર્યું,
ધરિ દેહ માનવ વિશ્વમાં પરનું ભલું તેં શું કર્યું. એ ટેક. ૧
ધન કારણે પર પ્રાણીનાં, રકતો પીધાં અધિકારમાં,
કરી જુલમ લીધા દંડ તેં ડરાવીને પળવારમાં;
વિશ્વાસઘાતી અનીતિથી જગ નામ કોટીધ્વજ ધર્યું. ધરી૦ ૨

અટારિ બારી ગોખ જાળી મહેલ ઉંચા તેં કર્યાં,
જળહળ કર્યું બહુ ગોઠવી ફુલ સેજ્યમાં જઈ તન ધર્યો;
કરિ વાટીકા લેવા હવા રંગ રાગમાં ચિતડું ઠર્યું. ધરી૦ ૩
રણમાં ધરિ સમશેર કોટી રિપુને વિદારિયા,
નૃપ વાંકડા જે ફાંકડા તુજ ચરણમાં શિર ધારિયા;
વિજય ધ્વજા ફરકાવીને રણધીર બિરદ તેં ધર્યું ધરી૦ ૪
પુરાણ વેદ કુરાન વાંચી, વિદ્વતા બહુ મેળવી,
નવિન પંથો થાપિયા કરિ ધર્મ ઝંડા ફેરવી;
તપશ્ચાએ દેહ તપાવીને નિત્ય પેટ ભીખીને ભર્યું. ધરી૦ ૫
બહુ કાયદા શીખી કરી વકીલ બારિસ્ટર બણી,
ચતું ઉંધું બહુ તેં કરી જન છેતર્યાં ધન હર ભણી;
અધિકારમાં અંધો બની તેં નામ કાનુની ધર્યું. ધરી૦ ૬
નૃત્યકાર સંગીતની કળા શિખીને લોક રિઝાવિયાં,
બહુ ઠાઠથી લગ્નો કરી જમાડીયા મન ભાવિયા;
દીધું ન ભુખ્યા પ્રાણીને થોડું કદી જે ઉગર્યું. ધરી૦ ૭
કીર્તિ મિનાર ચણાવિયા નિજ નામ રાખણ કારણે,
ખગોળ વિદ્યા શીખીને બહુ જોશ જોયા ધારણે;
વિનોદી દૈવજ્ઞ બની તેં કષ્ટ પરનું શું હર્યું. ધરી૦ ૮
નિજ નાતમાં પરજાતમાં ખટપટ કરી થઈ શેઠિયો,
નવિન હુન્નર શોધીને વેપારમાં બની વેઠીયો;
મન ભાવતું ભોજન જમી તેં પેટ કુત્તા સમ ભર્યું. ધરી૦ ૯
નરનારીને નહી જ્ઞાનનું તેં દાન તો કદી આપીયું,
વળી જ્ઞાનની વૃદ્ધિ થવા નહી જ્ઞાન ખાતું થાપિયું;

ભલી ધર્મ વૃદ્ધિ પરોપકારે દ્રવ્ય તારૂં ના વર્યું. ધરી૦ ૧૦
જે રંક અંધા પાંગળા શિશુ અનાથી દુઃખીયા.
બધિર મુંગા રોગિયા જન સિઝતા જે ભુખીયા,
અન્ન વસ્ત્ર ઔષધ આશ્રમોમાં વિત્ત તેં ના વાવર્યું. ધરી૦ ૧૧
નહી નાત ધર્મ દેશનો ઉદ્ધાર તેં કદીયે કર્યો,
શું કુલે ફોગટ બાપડા તુજ પીંડ તેં પાપે ભર્યો;
ધન મુકી પરભવ જાવતાં તુજ પાપ તરૂવર ઉછર્યું. ધરી૦ ૧૨
પરમાર્થમાં ધન વાવરી લક્ષ્મીનો લ્હાવો ના લીયો,
જનનીને ભારે મારી અંતે ખાલી હાથે ચાલીયો;
ગીરધારી નરભવ પામીને શુભ કૃત્ય તેં શું આચર્યું. ધરી૦૧૩.

---

## મંગળાચરણ.

[ દોહરા ]

જય જય શ્રી જીનરાજ તું જય જશ કરણ અપાર;
મંગળ કર કલ્યાણ તું, આનંદ દે ગીરધાર. ૧
ભયભંજન પરમેશ્વરા, શાંતિ શાંતિ વિસ્તાર;
અવિચળ દે સુખ સંપદા, સહાય તે ગીરધાર. ૨
પતિત ઉધારણ સુખકરણ, નાણ રયણ દાતાર,
ગુરૂ ગુણ ધારિ વાલહા, વંદુ વાર હજાર. ૩
જૈન વિદ્યાર્થી પ્રશ્ન ને, ઉત્તર માળ શ્રીકાર,
રચવા વસજે સરસ્વતી, રસના એ ગીરધાર. ૪

## જ્ઞાનોત્તેજન વિષે.

[ હરિગીત છંદ. ]

ગુરૂ દેવ ને જીનરાજને ચરણે નમું આ વારજો,
સહુ જૈન બંધુ વાત મારી ઉરમાંહી ધારજો;
ભવપાર છે હિતકાર છે ધરતાં ગુરૂ શિર [1]કારજો,
ભણજો ભણાવો જ્ઞાન જૈની ઉર આણી પ્યારજો. એ ટેક. ૧
આગળ થયા વિદ્વાન જૈની આજ કાળે તે નહી,
ધર્માભિમાન ધર્યા વિના તો વાત તે વિર્મિ સહી;
તસ વૃદ્ધિયોનાં કારણોને જ્ઞાનીઓ વિચારજો. ભણજો. ૨
કરતાં વ્યાપારે માનમાં લાખો ગમે લુંટાઓ છો,
પણ જ્ઞાનના ઉત્તેજનોમાં દુર નાસી જાઓ છો;
શું [2]દ્રષદ જેવું કાળજું બની ગયું આ વારજો. ભણજો. ૩
શુભ જ્ઞાનથી નીતિ તથા પંથે સદા જે ચાલશે,
તસ દાન હીસ્સો પામવાથી આપ શિવે[3] માલશે;
ગુણીયલ એમ જાણીને કરો જ્ઞાનનો વિસ્તારજો. ભણજો. ૪
રૂડી પ્રશ્નોત્તર માળીકાને બાળકો ભણજો સદા,
જુઠ ચોરી યારિ કુવ્યસનને તમે દુર ટાળો દુખદા;
ગુરૂ શિક્ષકો ને માય તાયની કાર શિરે ધારજો. ભણજો. ૫
નિજ દેવ ગુરૂ ને ધર્મની શ્રદ્ધા તે સુધી રાખજો,
પાખંડીઓના સંગ વારિ સત્ય વાણી ભાંખજો;
ગીરધારીરખની શિખ સારી ઉરમાં ઉતારજો. ભણજો. ૬

---

૧. આજ્ઞા, ૨. પથ્થર, ૩. મુક્તિમાં.

॥ श्री वीतरागाय नमः ॥

# જૈન વિદ્યાર્થી પ્રશ્નોત્તર માળા.

## સામાયિકનાં પ્રશ્નોત્તર.

### પાઠ ૧ લો.

પ્ર. સામાયિકના પહેલા પાઠનું નામ શું?

ઉ. નવકાર મંત્ર.

પ્ર. એ પાઠ શા વિષે છે?

ઉ. દેવ ગુરૂનું સ્મરણ કરવા વિષે.

પ્ર. તે નવકાર મંત્ર કેટલા છે?

ઉ. પાંચ.

પ્ર. તેને શું કહે છે?

ઉ. પંચ પરમેષ્ટી.

પ્ર. તે નવકાર મંત્ર એટલા બધા શાથી પ્રિય હોય છે?

ઉ. એથી સર્વ જીવનું કષ્ટ ટળી, સર્વ પ્રકારે ભલું થાય છે.

પ્ર. એ પાંચનું નામ શું?

ઉ. ૧. અરિહંત, ૨. સિદ્ધ, ૩. આચાર્ય, ૪. ઉપાધ્યાય, ૫. સાધુ.

પ્ર. એ પાંચમાં દેવ પદે કિયા?

ઉ. ૧. અરિહંત, ૨. સિદ્ધ.

પ્ર. ગુરૂપદે કિયા ?

ઉ. ૧. આચાર્ય, ૨. ઉપાધ્યાય, ૩. સાધુ.

પ્ર. અરિહંતદેવ કોને કહીએ ?

ઉ. ૧. કેવળજ્ઞાન, ૨. કેવળદશન, ૩. ક્ષાયકસમકિત, ૪. અનંત આત્મશક્તિ, એ ચાર ગુણવાળા હોય તેને.

પ્ર. કેવળજ્ઞાન એટલે શું ?

ઉ. જગતની તમામ વસ્તુ જાણવાનો ગુણ.

પ્ર. કેવળદર્શન એટલે શું ?

ઉ. જગતની તમામ વસ્તુ સંપૂર્ણ દેખવાનો ગુણ.

પ્ર. ક્ષાયક સમકિત એટલે શું ?

ઉ. શુદ્ધ શ્રદ્ધા અને સર્વ સદ્‌ગુણ રૂપ.

પ્ર. અનંત આત્મશક્તિ એટલે શું ?

ઉ. જેનો પાર પામી શકાય નહિ એવું અનંત આત્મિક બળ.

પ્ર. કેવળજ્ઞાન શાથી થાય ?

ઉ. જ્ઞાનાવર્ણિ કર્મનો ક્ષય કરવાથી.

પ્ર. કેવળદર્શન શાથી થાય ?

ઉ. દર્શનાવર્ણિ કર્મનો ક્ષય કરવાથી.

પ્ર. ક્ષાયક સમકિત શાથી થાય ?

ઉ. મોહની કર્મની પ્રકૃત્તિનો નાશ કરવાથી.

પ્ર. મોહની કર્મનો નાશ કરવાથી શું થાય ?

ઉ. સર્વ સદ્‌ગુણ સહિત ય.

પ્ર. અનંત આત્મશક્તિ ગુણ શાથી થાય ?

ઉ. અંતરાય કર્મનો નાશ કરવાથી.

પ્ર. એ ચાર ગુણ ધારણ કરનારને શું કહેવાય ?

ઉ. અરિહંત દેવ.

પ્ર. તે અરિહંત દેવ કેવે સ્વરૂપે છે ?

ઉ. મનુષ્ય રૂપે છે.

પ્ર. અરિહંત એ શબ્દનો અર્થ શું થાય ?

ઉ. અરિ એટલે કર્મરૂપી શત્રુ, હંત એટલે હણ્યા છે જેણે (કર્મરૂપી શત્રુને જેણે હણ્યા છે તેહને અરિહંત કહીએ.)

પ્ર. કેટલા કર્મનો નાશ કરે ત્યારે અરિહંત થાય ?

ઉ. ચાર ઘનઘાતી કર્મનો નાશ કરવાથી.

પ્ર. ઘનઘાતી એ શબ્દનો અર્થ શું થાય ?

ઉ. કેટલુંક લોઢું એવું મજબૂત હોય કે તેહના ઉપર ઘણના ઘા પડે ત્યારે જ પરાણે નરમ થાય એવા મજબૂત કર્મ હોય ત્હેને ઘનઘાતી કર્મ કહીએ.

પ્ર. એ ઘનઘાતી કર્મ તે કીયા ? ને કેટલાં ?

ઉ. ચાર ઘનઘાતી કર્મ ત્હેના નામ ૧. જ્ઞાનાવર્ણિ, ૨. દર્શનાવર્ણિ, ૩. મોહની, ૪. અંતરાય એ ચાર.

પ્ર. એ ચાર ઘનઘાતી કર્મનો નાશ કરે ત્હેને શું કહીએ ?

ઉ. અરિહંત દેવ.

પ્ર. અરિહંત તરીકે કોણ ગણાય ?

ઉ. તીર્થંકર દેવ અને બીજા જે માણસોએ ચાર ઘનઘાતી

કર્મનો નાશ કરેલ હોય એવા સામાન્ય કેવળી.

પ્ર. સામાન્ય કેવળીને અરિહંતના પદમાં ગણાય કે નહિ ?

ઉ. હા ગણાય.

પ્ર. અરિહંત ક્યાં છે ?

ઉ. આ મનુષ્યલોકમાં છે.

પ્ર. મનુષ્ય કેટલામાં રહે છે ?

ઉ. અઢી દ્વીપમાં.

પ્ર. અઢી દ્વીપ કિયા ?

ઉ. ૧. જંબુદ્વીપ, ૨. ધાતકીખંડદ્વીપ, ૩. અર્ધપુષ્કર દ્વીપ.

પ્ર. આપણે રહીએ છે તે દ્વીપનું નામ શું ?

ઉ. જંબુદ્વીપ.

પ્ર. તે કેટલો મ્હોટો છે ?

ઉ. એક લાખ જોજનનો લાંબો ને પહોળો ગોળ વાટલાકારે છે.

પ્ર. તેમાં કેટલા ક્ષેત્ર છે ?

ઉ. નવ.

પ્ર. નવ કિયા ?

ઉ. છ જુગલીઆના ક્ષેત્ર અને ત્રણ કર્મ ભૂમિના ક્ષેત્ર એ નવ.

પ્ર. જુગલીઆનાં ક્ષેત્રમાં અરિહંત હોય કે નહિ ?

ઉ. નહિં.

પ્ર. ત્યારે ક્યાં હોય ?

ઉ. કર્મ ભૂમિનાં ક્ષેત્રમાં.

પ્ર. કર્મભૂમિના ક્ષેત્ર કેટલાં છે ?

ઉ. પંદર ( બધા દ્વીપમાં મળીને )

પ્ર. તે પંદર ક્ષેત્રના નામ શું ?

ઉ. પાંચ ભરત, પાંચ ઈરવત, પાંચ મહાવિદેહ, એમ પંદર.

પ્ર. તે પંદર ક્ષેત્ર ક્યાં છે ?

ઉ. જંબુદ્વીપમાં એક ભરત, એક ઇરવત, એક મહાવિદેહ એ ત્રણ છે. ધાતકી ખંડમાં બે ભરત, બે ઈરવત, બે મહાવિદેહ એવાં ૬ છે. અર્ધ પુષ્કરદ્વીપમાં બે ભરત, બે ઇરવત, બે મહાવિદેહ, એમ ૬ છે. કુલ પંદર થયા.

પ્ર. આપણે રહીએ છે તે ક્ષેત્રનું નામ શું ?

ઉ. ભરત ક્ષેત્ર.

પ્ર. તેમાં અરિહંત છે કે નહિ ?

ઉ. ના.

પ્ર. શાથી નથી ?

ઉ. હાલમાં અવસર્પિણી કાળનો પાંચમો આરો, પાંચ ભરત, પાંચ ઇરવતમાં વર્તે છે તેથી નથી.

પ્ર. ત્યારે ક્યાં છે ?

ઉ. પંચ મહાવિદેહ ક્ષેત્રમાં છે.

પ્ર. મહાવિદેહ ક્ષેત્ર ક્યાં આવ્યું ?

ઉ. આ ભરતખંડથી ઉત્તર દિશાએ જંબુદ્વીપના મધ્ય ભાગે મેરૂ પર્વત છે તેહથી પૂર્વ પશ્ચિમે છે એજ રીતે ધાતકી ખંડમાં અને અર્ધ પુષ્કરમાં બે બે મેરૂપર્વત છે તેહનાથી પૂર્વ પશ્ચિમે છે.

પ્ર. એ પાંચ મહાવિદેહ ક્ષેત્રમાં હાલમાં કેટલા તીર્થંકર છે ?

ઉ. વીસ તીર્થંકર.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ( ૧ ) શ્રી મંદીરસ્વામી, (૨) યુગમંદીર સ્વામી, (૩) બાહુસ્વામી, (૪) સુબાહુસ્વામી, (૫) સુજાત સ્વામી, (૬) સ્વયંપ્રભસ્વામી, (૭) ઋષભાનન સ્વામી, (૮) અનંતવીર્યસ્વામી, (૯) સૂરપ્રભસ્વામી, (૧૦) વિશાળ પ્રભસ્વામી, (૧૧) વજ્રધરસ્વામી, (૧૨) ચંદ્રાનન-સ્વામી, (૧૩) ચંદ્રબાહુસ્વામી, (૧૪) ભુજંગદેવસ્વામી, (૧૫) ઇશ્વરસ્વામી, (૧૬) નેમપ્રભસ્વામી, (૧૭) વીર-સેનસ્વામી, (૧૮) મહાભદ્રસ્વામી, (૧૯) દેવજસસ્વામી, (૨૦) અજીતસેનસ્વામી.

પ્ર. એ વીસ તીર્થંકર માંહેલા જંબુદ્વીપના પૂર્વ મહાવિ-દેહમાં કેટલા ને ક્યિા ?

ઉ. બે. પહેલા ને ત્રીજા.

પ્ર. જંબુદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં કેટલા ને ક્યિા ?

ઉ. બે, બીજા ને ચોથા.

પ્ર. ધાતકી ખંડના મહાવિદેહમાં કેટલા ને ક્યિા ?

ઉ. આઠ. તે ૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨ માં.

પ્ર. પુષ્કરાર્ધના મહાવિદેહમાં કેટલા ને ક્યિા ?

ઉ. આઠ. તે ૧૩–૧૪–૧૫–૧૬–૧૭–૧૮–૧૯–૨૦ માં.

પ્ર. એ વીસ તીર્થંકર ક્યિા વર્ણે છે ?

ઉ. કનક વર્ણે છે.

પ્ર. જંબુદ્વીપમાં એક સાથે ઘણામાં ઘણા કેટલા તીર્થંકર થાય ?

ઉ. ચોત્રીસ.

પ્ર. તેથી વધારે ન થાય તેનું કારણ શું ?

ઉ. ચોત્રીસથી વધારે વિજય નહી હોવાથી.

પ્ર. તે ચોત્રીસ વિજય કઇ ?

ઉ. પૂર્વ પશ્ચિમ મહાવિદેહની સોળ સોળ અને એક ભરત ને એક ઇરવત એમ ચોત્રીસ. ૩૪

પ્ર. વિજય એટલે શું ?

ઉ. કર્મભૂમિના મનુષ્યને રહેવાના ખંડ અથવા વિભાગ.

પ્ર. ધાતકી ખંડમાં અને પુષ્કરાર્ધમાં ઘણામાં ઘણા એક સાથે કેટલા તીર્થંકર થાય ?

ઉ. અડસઠ—અડસઠ.

પ્ર. અડસઠ અડસઠ થાય તેનું કારણ શું ?

ઉ. અડસઠ—અડસઠ વિજય હોવાથી.

પ્ર. એક સાથે ઘણામાં ઘણા કેટલા તીર્થંકર થાય ?

ઉ. એકસો ને સીત્તેર.

પ્ર. તેનું કારણ શું !

ઉ. ૧૭૦ એકસો ને સીત્તેર વિજય હોવાથી.

પ્ર. તે ૧૭૦ વિજય કઇ ?

ઉ. ૩૪ જંબુદ્વીપની, ૬૮ ધાતકી ખંડની, ૬૮ પુષ્કરાર્ધની એ ૧૭૦.

પ્ર. કેવળી એક સાથે ઘણામાં ઘણા કેટલા હોય ?

ઉ. નવ ક્રોડ.

પ્ર. કમતીમાં કમતો કેવળી કેટલા હોય ?

ઉ. બે ક્રોડ.

પ્ર. આપણે સામાયિક પ્રતિક્રમણ કરતી વખતે કોની આજ્ઞા માગવી ?

ઉ. ગુરૂની.

પ્ર. ગુરૂની પાસે કેવી રીતે આજ્ઞા માગવી ?

ઉ. હે ગુરૂ ! અમુક વ્રત કરાવો અથવા ગુરૂ કામમાં હોય તો અમુક વ્રત કરવાની આપની આજ્ઞા એમ કહીને વ્રત ઉચ્ચારી વંદન કરીને પછી બેસવું.

પ્ર. ગુરૂ પાસે ન હોય અથવા કામમાં હોય તો શું કરવું ?

ઉ. મંદીરસ્વામીની આજ્ઞા માગવી.

પ્ર. મંદીરસ્વામીની આજ્ઞા માગતી વખતે કેવી રીતે કરવું ?

ઉ. પૂર્વ, ઉત્તર અને ઇશાનખૂણો એ ત્રણ દીશા સામે ઉભા રહીને મંદિરસ્વામીને વંદન નમસ્કાર કરીને હે પ્રભુ ! અમુક વ્રત કરવાની આપની આજ્ઞા એમ કહીને વ્રત ઉચરી પછી બેસી જવું પણ એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે, ગુરૂ પાસે હોય ને કામમાં હોય તો ગુરૂની સામે મૂખ રાખીને વ્રત ઉચરવું પણ ગુરૂની સામે પુંઠ કરી પૂર્વ, ઉત્તર કે ઇશાન ખુણામાં મુખ રાખીને મંદીર-સ્વામીની આજ્ઞા માગીને વ્રત ઉચરવું નહીજ.

પ્ર. મંદીર સ્વામિની આજ્ઞા માગવાનું કારણ શું ?

ઉ. હાલ વર્તમાન કાળમાં એ પહેલા તીર્થંકર વિદ્યમાન છે તેથી.

પ્ર. મંદીર સ્વામીનો જન્મ ક્યારે થયો હશે ?

ઉ. આ ભરતક્ષેત્રમાં આ અવસર્પિણીના કાળમાં ત્રીજા આરામાં એક ઋષભદેવ સ્વામી પહેલા તીર્થંકર થયા અને ચોથા આરામાં બીજા અજીતનાથ તીર્થંકરથી માંડી ચોવીસમા મહાવીર સ્વામી એમ તે ચોવિસ તીર્થંકર થયા એ ચોવીસ તીર્થંકર થયા તેમાં સત્તરમા કુંથુનાથ ભગવાન થયા તે વખતે જંબુદ્વીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં પુંડરગીણી નગરીમાં મંદીરસ્વામીનો જન્મ થયો.

પ્ર. મંદીરસ્વામીએ દિક્ષા ક્યારે લીધી હશે ?

ઉ. અહીંઆ વિસમા મુનિસુવ્રત સ્વામી નામે તીર્થંકર થયા તે વખતે પૂર્વ મહાવીદેહ ક્ષેત્રમાં મંદિરસ્વામીએ દિક્ષા લીધી છે.

પ્ર. મંદિર સ્વામી મોક્ષમાં ક્યારે જશે ?

ઉ. હાલમાં અહીંઆ પાંચમો આરો જાય છે, તે ૨૧ હજાર વર્ષનો છે પછી છઠ્ઠો આરો બેસશે તે ૨૧ હજાર વર્ષનો પછી અહીં ઉત્સર્પિણી કાળનો પહેલો આરો બેસશે તે ૨૧ હજાર વર્ષનો અને પછી બીજો આરો બેસશે તે પણ ૨૧ હજાર વર્ષનો એ ચારે આરા થઈને ૮૪ હજાર વર્ષ થશે તેમાં કોઇ તીર્થંકર થશે નહી પછી ત્રીજો આરો બેસશે તેમાં તેવીસ તીર્થંકર થશે અને ચોથા

આરામાં એક છેલ્લા ચોવિસમા તીર્થંકર થશે. હવે એ ત્રીજા આરામાં તેવીસ તીર્થંકર થશે તેમાં સાતમા સૂરદેવ તીર્થંકર આ ભરતક્ષેત્રમાં થશે તે વખતે જંબુદ્રીપના પૂર્વ મહાવિદેહ ક્ષેત્રમાં મંદિરસ્વામી છે તે મોક્ષમાં પધારશે.

પ્ર. મંદિરસ્વામીનું આઉખું કેટલું ?

ઉ. ચોરાશી લાખ પૂર્વનું.

પ્ર. મંદીરસ્વામી સિવાય બીજા ૧૯ તીર્થંકરનું કેટલું આઉખું હશે ?

ઉ. સર્વેનું ચોરાશીલાખ પૂર્વનું.

પ્ર. ત્યારે એ વીસે તીર્થંકર સાથે જન્મ્યા હશે ? અને સાથે મોક્ષમાં જશે ?

ઉ. ના, એટલે ફેરફાર ટાઇમે જન્મ્યા અને ફેરફાર ટાઇમે મોક્ષમાં જશે ?

પ્ર. તીર્થંકરને અરિહંત કહેવાય કે નહિ ?

ઉ. હા કહેવાય. જેટલાને કેવળજ્ઞાન અને કેવળદર્શન ઉત્પન્ન થયું હોય તે તમામને અરિહંત કહેવાય.

પ્ર. જેને આપણે અરિહંત કહીએ છીએ તેને અન્યધર્મિ શું કહે છે ?

ઉ. જીવનમુક્ત પરમેશ્વર.

પ્ર. અરિહંત કેવી રીતે થતા હશે ?

ઉ. કોઈ માણુસ સંસાર ત્યાગ કરી દિક્ષા લઈ તપ સંયમ કરી ચાર ઘનઘાતી કર્મનો નાશ કરવાથી.

ચાર ઘનઘાતી કર્મનો નાશ કરવાથી શું થાય ?

. કેવળજ્ઞાન, કેવળદર્શન થાય.

પ્ર. કેવળજ્ઞાન કેટલી ઉંમરે થતું હશે ?

ઉ. નવ વર્ષથી ઓછી ઉંમરે નહિ અને ક્રોડ પૂર્વથી વધારે ઉંમરે નહિ.

પ્ર. કેવળી થયા પછી શું કરતા હશે ?

ઉ. ઘણા જીવોને ધર્મોપદેશ કરે.

પ્ર. ધર્મોપદેશ કરે તે વચનને શું કહેવાય ?

ઉ. સૂત્ર અને સિદ્ધાન્ત.

પ્ર. સૂત્ર એટલે શું ?

ઉ. જે વાકયમાં અક્ષર થોડા ને અર્થ ઘણો હોય તે.

પ્ર. સિદ્ધાન્ત એટલે શું ?

ઉ. જે વાત કહેલી હોય તે ત્રણે કાળમાં ફરે નહિ, કોઇ જુઠી કરી શકે નહિ.

પ્ર. આરહંત સિવાય બીજા કોઇ એવું સૂત્ર સિદ્ધાન્ત કહી શકે કે નહિ ?

ઉ. નહિ.

પ્ર. તેનુ કારણ શું ?

ઉ. અરિહંત સિવાય બીજા અપૂર્ણ જ્ઞાની છે તેથી.

. તીર્થંકરમાં ને કેવળીમાં શું ફેર ?

ઉ. જ્ઞાનમાં ને ગુણમાં તો તીર્થંકર અને કેવળી બંને સરખા છે પણ ચોત્રીશ અતિશય, પાંત્રીસ પ્રકારની વાણીના

ગુણ અષ્ટ પ્રતિહાર્ય સમોસરણાદિકની રચના એ તીર્થંકર અધિક છે.

પ્ર. આપણે અરિહંત થઇ શકીએ કે નહિ ?

ઉ. હા, થઇ શકીએ.

પ્ર. શાથી થાય ?

ઉ. અરિહંત દેવના ફરમાન મુજબ વર્તવાથી.

પ્ર. આપણા જેવા માણસ તીર્થંકર થઇ શકે કે નહિ ?

ઉ. હા થઇ શકે.

પ્ર. શાથી થાય ?

ઉ. ૨૦ કામ કરવાથી.

પ્ર. એ વીશ કામનું નામ શું ?

ઉ. ૧. અરિહંત દેવના ગુણગ્રામ કરવાથી, ૨. સિદ્ધ ભગવંતના ગુણગ્રામ કરવાથી, ૩. પાંચ સુમતી અને ત્રણ ગુપ્તીએ આઠ પ્રવચન માતાના ગુણગ્રામ કરવાથી, ૪. ગુરૂના ગુણગ્રામ કરવાથી, ૫. સ્થીવરના ગુણગ્રામ કરવાથી, ૬. બહુસૂત્રીના ગુણગ્રામ કરવાથી, ૭. તપસ્વીના ગુણગ્રામ કરવાથી, ૮. સાધુ–સાધ્વી, શ્રાવક–શ્રાવિકા એ ચાર તીર્થની વાત્સલ્યતા (સેવાભક્તિ) કરવાથી, ૯. વારંવાર જ્ઞાન ભણવાથી, ૧૦. સમકિત નિર્મળ પાળવાથી, ૧૧ વિનય કરવાથી, ૧૨. બે વખત આવશ્યક પ્રતિક્રમણ, શુદ્ધ રીતે કરવાથી, ૧૩. શિયળ નિર્મળ પાળવાથી, ૧૪. નિરઅતિચારપણે વ્રત પચ્ચખાણ પાળવાથી, ૧૫. વિવિધ પ્રકારે

તપશ્ચર્યા કરવાથી, ૧૬. ચાર તીર્થમાં તથા નાતજાત પ્રમુખમાં જ્યાં જ્યાં કલેશ, અસમાધી હોય તે મટાડી સમાધી કરવાથી, ૧૭. જેનાથી જૈન ધર્મ ટકી શકે તેવું અપૂર્વજ્ઞાન ગ્રહણ કરવાથી, ૧૮. શાસ્ત્રની બહુ ભક્તિ કરવાથી. ૧૯. આઠ પ્રવચન માતાની પ્રભાવના, ઉદ્યોત કરવાથી. ૨૦. અભયદાન અને સુપાત્ર દાન દેવાથી એ વીસ કામ કરવાથી જઘન્ય તો કર્મની ક્રોડ ખપાવે અને ઉત્કૃષ્ટો રસ આવે તો તીર્થંકર નામ ગોત્ર બંધાય.

પ્ર. નમો એટલે શું ?

ઉ. નમસ્કાર.

પ્ર. અરિહંતાણં એટલે શું ?

ઉ. અરિહંત દેવને.

પ્ર. એ વાકયમાં અરિહંતને બદલે અરિહંતા કહેવાનું કારણ શું ?

ઉ. અરિહંત શબ્દે એક થાય અને અરિહંતા શબ્દે ઘણા થાય. અરિહંત ઘણા છે તેથી.

પ્ર. નમો શબ્દ અસલ કેવો હશે ?

ઉ. નમસ્.

પ્ર. નમસ્નો નમો શી રીતે થયો ?

ઉ. પદાંતે (સ) નો વિસર્ગાદિક વ્યાકરણના નિયમ પ્રમાણે નમો થયો.

પ્ર. અરિહંતના કેટલાં નામ છે ?

ઉ. ચોવીસ.

પ્ર. તેમનાં નામ શું ?

ઉ. (૧) અર્હન, (૨) જીન, (૩) પારગત, (૪) ત્રિકાળવિત, (૫) ક્ષીણાસ્ટકર્મા, (૬) પરમેષ્ટી, (૭) અધિશ્વર, (૮) શંભુ, (૯) સ્વયંભુ, (૧૦) ભગવાન, (૧૧) જગતપ્રભુ, (૧૨) તીર્થંકર, (૧૩) તીર્થંકર (૧૪) જિનેશ્વર, (૧૫) સ્યાદ્વાદી, (૧૬) અભયદ, (૧૭) સર્વા, (૧૮) સર્વજ્ઞ, (૧૯) સર્વદર્શિ, (૨૦) દેવાધિદેવ, (૨૧) બોધિદ, (૨૨) પુરૂષોત્તમ, (૨૩) વીતરાગ, (૨૪) આપ્ત. બીજા પણ કેવળી જિનેન્દ્ર, જિનેશ્વર વિગેરે ઘણાં નામ છે.

પ્ર. અરિહંત આયુષ્ય પૂર્ણ કરી કયાં જાય ?

ઉ. મુક્તિમાં.

પ્ર. મુક્તિમાં જતી વખતે કેટલા કર્મનો નાશ કરે અને તેનું નામ શું ?

ઉ. ચાર અઘાતી કમનો નાશ કરે તે. (૧) વેદની કર્મ, (૨) આયુષ્યકર્મ, (૩) નામકર્મ, (૪) ગોત્રકર્મ એ ચારનો નાશ કરે.

પ્ર. મુક્તિમાં જાય તેને શું કહેવાય ?

ઉ. સિદ્ધ ભગવંત.

પ્ર. સિદ્ધ શબ્દ અસલ કેવો હશે ?

ઉ. સિત્–ધ–

પ્ર. સિત્ એટલે શું ?

ઉ. આઠ કર્મ.

પ્ર. ધ એટલે શું ?

ઉ. ધમવું કે બાળવું.

પ્ર. સિત્+ધ–એનો સિદ્ધ શબ્દ કેવી રીતે થયો હશે ?

ઉ. વ્યાકરણના નિયમ પ્રમાણે ત્ નો દ્ થઈ તેનો ધ થઇ ધ અક્ષરની સાથે જોડાવવાથી સિદ્ધ થયો.

પ્ર. મોક્ષ એટલે શું ?

ઉ. જીવને કર્મથી છુટા થઈ જવું.

પ્ર. સિદ્ધ કોને કહીએ અને તે કયાં રહે છે ?

ઉ. આઠ કર્મનો નાશ કરી નિરંજન, નિરાકારપણે ઉપર લોકાગ્રે બિરાજે છે તે.

પ્ર. નિરંજન એટલે શું ?

ઉ. માયારહિત આપણી ચર્મ ચક્ષુથી દેખવામાં આવે નહી તે.

પ્ર. નિરાકાર એટલે શું ?

ઉ. જેનો આકાર બિલકૂલ બને નહી તે.

પ્ર. સિદ્ધ ભગવંતનો આકાર બને કે નહી ?

ઉ. નહિ.

પ્ર. શાથી નહિ બને ?

ઉ. સિદ્ધને નામ કર્મ નથી અને શરીર નામ કર્મથી બંધાય છે. અને જેને નામ કમ નથી તેને શરીર પણ નથી અને શરીર વિના આકાર બને નહી તેથી.

પ્ર. ત્યારે એ પરમેશ્વર દેવ કેવે સ્વરૂપે છે ?

ઉ. અનંત સૂર્યના પ્રકાશથી પણ અધિક અરૂપી તેજોમય પ્રકાશવંત છે.

**પ્ર.** એ પ્રકાશ કેટલામાં રહેતો હશે ?

**ઉ.** પીસ્તાલીસ લાખ જોજન લાંબપણે, પોહોળપણે અને ત્રણસો તેત્રીસ ધનુષ ને બત્રીસ આંગળ ઉંચપણે એટલી હદમાં રહે છે.

**પ્ર.** સિદ્ધ ભગવંતને રહેવાની જગ્યા ક્યાં હશે ?

**ઉ.** ચંદ્ર સૂર્યાદિક જ્યોતિષ ચક્રના ઉપર અસંખ્યાતા ક્રોડાક્રોડી જોજન ઉચપણે જઇએ ત્યાં બાર દેવલોક, નવગ્રૈવેયક અને પાંચ અનુત્તર વિમાન આવે તે પાંચ અનુત્તર વિમાનમાં પાંચમુ સર્વાર્થસિદ્ધ નામે વિમાન આવે તેહુની ધ્વજાપતાકાથી બાર જોજન ઉંચાઇમાં જઇએ ત્યારે ઇસત્ પ્રાગ્ ભારા નામે મુક્તિસિલ્લા આવે તે સિલ્લા ઉજળી સ્ફટિક રત્નની પીસ્તાલીસ લાખ જોજનની લાંબી ને પહોળી છે, મધ્યભાગે આઠ જોજનની જાડી છે, ઉતરતાં છેડે માંખીની પાંખથી પણ વધારે પાતળી છે, તેની અંદર બીજું કંઇ નથી. તે સિલ્લાથી એક જોજનના છેલા ગાઉના છઠ્ઠા ભાગમાં એટલે સાસ્વતા એક જોજનના ચાર હજાર ગાઉ થાય તેમાંથી સિલ્લાની ઉપર ત્રણ હજાર નવસો નવાણું ગાઉ ઉચે જઇએ ત્યાં ચાર હજારમો એક ગાઉ રહ્યો તેના છ ભાગ કરવા. ચાર હાથનો એક ધનુષ થાય એવા બે હજાર ધનુષનો એક ગાઉ થાય તેનાં છ ભાગ કરતાં એકેકો ભાગ ૩૩૩ ધનુષ ને ૩૨ આંગળનું પ્રમાણ થાય, એવા પાંચ ભાગ

સુધી ઉપર છેલ્લો છઠ્ઠો ભાગ ૩૩૩ ધનુષ્ય ને ૩૨ આંગળ પ્રમાણે ઉંચાઈમાં છે તેટલામાં અને પીસ્તાલીસ લાખ જોજન લાંબપણે, પહોળપણે, તિહાં સિદ્ધ ભગવંત બીરાજે છે.

પ્ર. તે સિદ્ધ ભગવંતની ઉપર શું છે ?

ઉ. અલોક છે.

પ્ર. બીજી કોઈ વસ્તી છે કે નહિ ?

ઉ. નહિ.

પ્ર. સિદ્ધ ભગવંત ક્યાં રહે છે ?

ઉ. લોકના ટોચે (અગ્રે).

પ્ર. સિદ્ધ ભગવંતને ફરી જન્મ મરણ કરવાનું છે કે નહિ ?

ઉ. નહિ.

પ્ર. શા કારણથી નથી ?

ઉ. જેહને આયુષ્ય કર્મ હોય તેને જન્મ મરણ કરવાનું છે અને સિદ્ધ ભગવંતને તે આયુષ્ય કર્મ નથી તેથી

પ્ર. સિદ્ધ ભગવંત લોકાગ્રે છે એવું આપણે શાથી જાણ્યું ?

ઉ. અરિહંતના કહેવાથી.

પ્ર. ત્યારે અરિહંતે સિદ્ધને જોયા હશે ?

ઉ. હા, જોયા છે.

પ્ર. શાથી જોયા હશે ?

ઉ. કેવળજ્ઞાન અને કેવળદર્શને કરીને જોયા છે.

પ્ર. નિરંજન નિરાકાર છે તે જોવામાં શી રીતે આવે ?

ઉ. કેવળજ્ઞાન અને કેવળદર્શન અરૂપી છે અને સિદ્ધ ભગવંત પણ અરૂપી છે તેથી અરૂપી અરૂપીને જોઇ શકે.

પ્ર. ત્યારે અરૂપી શાથી કહ્યું ?

ઉ. ચર્મ ચક્ષુથી જોઇ શકાય નહિ તેથી તથા રૂપી હોય તે અરૂપીને જોઈ શકે નહિ તે આશ્રી.

પ્ર. ચર્મ ચક્ષુ એટલે શું ?

ઉ. જેને ચામડાની આંખ હોય તે.

પ્ર. કેવળીને કઇ ચક્ષુ હશે ?

ઉ. કેવળજ્ઞાન અને કેવળદર્શનરૂપી દિવ્યચક્ષુ.

પ્ર. સિદ્ધ ભગવંતને ખાવા પીવાનું હશે કે નહિ ?

ઉ. ના.

પ્ર. શા કારણથી નથી ?

ઉ. વેદની કર્મનો નાશ થયો છે તેથી તથા શરીર હોય તેને ખાવાપીવાનું હોય અને જેનાથી શરીર બંધાય તે નામ કર્મનો નાશ કર્યો છે તેથી.

પ્ર. આઠ કર્મના નામ શું ?

ઉ. જ્ઞાનાવર્ણિ કર્મ, ૨ દર્શનાવર્ણિ કર્મ, ૩ વેદની કર્મ, ૪ મોહની કર્મ, ૫ આયુષ કર્મ, ૬ નામકર્મ, ૭ ગૌત્રકર્મ, ૮ અંતરાય કર્મ.

પ્ર. જ્ઞાનાવર્ણિ એટલે શું ?

ઉ. જ્ઞાન ઢંકાય તેવા કર્મનાં પુદ્ગલો (રજકણો)નો જથ્થો.

પ્ર. એ આઠે કર્મ શું અવગુણ કરતા હશે ?

ઉ. ૧ જ્ઞાનાવર્ણિ કર્મે અનંત જ્ઞાન ગુણ રોકયો છે, ૨ દર્શનાવર્ણિ કર્મે અનંત વસ્તુને દેખવાનો ગુણ રોકયો છે, ૩ વેદનીકર્મે અનંત અવ્યાબાધ ( સર્વ પ્રકારની પીડા રહિત ) ગુણ રોકયો છે, ૪ મોહની કર્મે ક્ષાયક સમકિત ગુણ રોકયો છે, ૫ આયુષ કર્મે અક્ષયસ્થિતી ગુણ રોકયો છે, ૬ નામકર્મે અમૂર્તિ ગુણ રોકયો છે, ૭ ગોત્રકર્મે અગુરૂ લઘુ ગુણ રોકયો છે, ૮ અંતરાય કર્મે અનંત આત્મશક્તિ ગુણ રોકયો છે.

પ્ર. એ આઠ કર્મ કોના જેવાં છે ?

ઉ. ૧ જ્ઞાનાવર્ણિ કર્મ આંખના પાટા સમાન છે, ૨ દર્શનાવર્ણિ કર્મ રાજાના પોળીયા સમાન છે, ૩ વેદની કર્મ મધ તથા અફીણે ખરડયા ખડ્ગ સમાન છે, ૪ મોહની કર્મ મદીરાના કેફ સમાન છે, ૫ આયુષ કમ રાજાની હેડ સમાન છે, ૬ નામકર્મ ચીતારા સમાન છે, ૭ ગોત્રકર્મ કુંભારના ચાકડા સમાન છે, ૮ અંતરાય કર્મ રાજાના ભંડારી સમાન છે.

પ્ર. નમો સિદ્ધાણું એટલે શું ?

ઉ. સિદ્ધ ભગવંતને નમસ્કાર.

પ્ર. અહીંઆ સિદ્ધને બદલે સિદ્ધા શા માટે કહ્યું ?

ઉ. સિદ્ધ ઘણાં છે તેથી.

પ્ર. એ સિદ્ધને અન્ય ધર્મિ શું કહે છે ?

ઉ. સર્વ મુક્ત પરમેશ્વર.

પ્ર. સિદ્ધ ભગવંત કેટલા હશે ?

ઉ. અનંત.

પ્ર. અરિહંત સિવાય બીજા સિદ્ધ ભગવંત થઇ શકે કે નહિ ?

ઉ. નહિ.

પ્ર. શા કારણથી ?

ઉ. પ્રથમ કેવળજ્ઞાન, કેવળદર્શન ઉત્પન્ન થાય ત્યારે અરિહંત થાય અને કેવળજ્ઞાન, કેવળદર્શન થયા વિના મોક્ષમાં જાય નહિ અને મોક્ષમાં ગયા તેજ સિદ્ધ ભગવાન કહેવાય તેથી.

પ્ર. કઈ ગતિ માંહીથી મોક્ષમાં જવાય ?

ઉ. મનુષ્ય ગતિ માંહીથી.

પ્ર. નારકી, તિર્યંચ ને દેવગતિ માંહીથી મોક્ષ કેમ ના થાય ?

ઉ. એ ત્રણ ગતિમાં મનુષ્ય જેવું જ્ઞાન થતું નથી તેથી.

પ્ર. નમો આયરિયાણં એટલે શું ?

ઉ. આચાર્યને નમસ્કાર.

પ્ર. આયરિયને બદલે આયરિયા કહેવાનું કારણ શું ?

ઉ. આચાર્ય ઘણાં છે તેથી.

પ્ર. આચાર્ય કોને કહીએ ?

ઉ. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ગચ્છ (મંડળ) ને ચલાવનાર આગેવાન સાધુ હોય તે.

પ્ર. એ આચાર્ય શું કામ કરે ?

ઉ. (૧) પોતે જ્ઞાન ભણે અને બીજાને ભણાવે. પોતે તત્વના

સ્વરૂપને જાણી અન્ય ભવ્ય જીવોને તત્વનું સ્વરૂપ જણાવે, (૨) પોતે શુદ્ધ, શ્રદ્ધા રાખે ને બીજાને રખાવે, (૩) પોતે શુદ્ધ ચારિત્ર પાળે ને બીજાને પળાવે, (૪) પોતે તપશ્ચર્યા કરે ને બીજાને કરાવે, (૫) પોતે ધર્મ કાર્યમાં પરાક્રમ ફેરવે ને બીજાને ફેરવાવે.

પ્ર. નમો ઉવજ્ઝાયાણં એટલે શું ?

ઉ. ઉપાધ્યાયને નમસ્કાર.

પ્ર. ઇહાં ઉવજ્ઝાયને બદલે ઉવજ્ઝાયા શાથી કહ્યું ?

ઉ. ઉપાધ્યાય ઘણાં છે તેથી.

પ્ર. ઉપાધ્યાય કોને કહીએ ?

ઉ. શાસ્ત્રના ભણાવનારને.

પ્ર. ભણતર કેટલા પ્રકારે આવડે ?

ઉ. પંદર પ્રકારે.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ ભણાવનાર શિક્ષક હુંશીયાર હોય, ૨–જે ભણતો હોય તે પુસ્તક તૈયાર હોય, ૩–એક નિવર્તિ સ્થળ હોય, ૪ ભણનારને પૈસા પ્રમુખની મદદ કરનાર હોય, ૫ મગજ તર રહે તેવું દુધ, ઘી વિગેરે ભોજન પાણીનું સુખ હોય, ૬ શરીર રોગ રહિત હોય, ૭ બુદ્ધિ હોય, ૮ વિનયવંત હોય, ૯ ભણવાનો ઉદ્યમ કરે, ૧૦ જે ભણતો હોય તે ક્યારે પૂર્ણ કરૂં એવી મનમાં ખટક હોય, ૧૧ કાગડાની પેરે ઝડપથી અક્ષર પકડી લે, ૧૨

બગલાની પેરે એક ધ્યાનથી ગોખે, ૧૩ ઘણી ઉંઘ નહિ, ૧૪ ભૂખ ઉપરાંત ઘણું ખાવું નહિ, ૧૫ બ્રહ્મચર્ય પાળવું; એ પંદર બોલની જોગવાઇ હોય તો જલદી ભણતર આવડે.

પ્ર. આ પંદરમાં વિદ્યાર્થીને મૂખ્ય કિયો ગુણ જોઇએ ?

ઉ. વિનયનો ગુણ.

પ્ર. શિક્ષકનો વિનય ન કરે તો શું થાય ?

ઉ. વિદ્યા ચડે નહિ અને બુદ્ધિ જડ થઈ જાય અને વિદ્યા ચડી હોય તે ભૂલી જાય.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. શિક્ષકનો બરોબર વિનય કરવો અને તેની આજ્ઞા પ્રમાણે બરાબર ચાલવું કે જેથી વિદ્યાની વૃદ્ધિ થાય.

પ્ર. નમો લોએ સવ્વ સાહુણં એટલે શું ?

ઉ. લોકમાંહિ સર્વ સાધુને નમસ્કાર.

પ્ર. ઇહાં સર્વ શબ્દ શાથી કહ્યો ?

ઉ. સાધુ ઘણા છે તેથી.

પ્ર. એક સાથે કમતીમાં કમતી સાધુ કેટલા હોય ?

ઉ. બે હજાર ક્રોડ.

પ્ર. એક સાથે ઘણામાં ઘણા સાધુ કેટલા હોય ?

ઉ. નવ હજાર ક્રોડ.

પ્ર. સાધ્વીજી શેમાં આવ્યા.

ઉ. સાધુના અંતર પેટામાં.

પ્ર. સાધુ કોને કહીએ ?

ઉ. વીતરાગ દેવના કહ્યા મુજબ ૨૭ ગુણે વર્તે તેને.

પ્ર. તેને ઓળખવાનું બાહીરનું ચિન્હ શું ?

ઉ. મોઢે મુખપતિ, રજોહરણ, પાત્ર પ્રમુખના ધરનાર હોય તે.

પ્ર. લોએ શબ્દ કેટલા પદને લાગુ પડે છે ?

ઉ. પાંચે પદને લાગુ પડે છે.

પ્ર. કેવી રીતે લાગુ પડે છે ?

ઉ. અન્વય કરવાથી.

પ્ર. તે અન્વય કેવી રીતે થાય ?

ઉ. નમો અરિહંતાણં, ૨ નમો સિદ્ધાણં, ૩ નમો આયરિયાણં, ૪ નમો ઉવજ્ઝાયાણં, ૫ નમો સવ્વ સાહુણં લોએ.

પ્ર. અન્વય કરતાં લોએ શબ્દ છેલ્લો પડયો તેથી શું સમજવું ?

ઉ. ઉપર કહેલા પાંચે પરમેષ્ટી લોકમાં છે એમ સમજવું ?

પ્ર. દરેક પદે પદે લોએ શબ્દ કેમ ન કહ્યો ?

ઉ. પુનર્પિ દોષ લાગુ પડે તેથી.

પ્ર. એ પાંચ નવકાર કેટલા વખતથી હશે ?

ઉ. અનાદિ કાળથી છે.

પ્ર. તેનો અંત આવવાનો કે નહી ?

ઉ. નહી.

પ્ર. આ ભરતખંડમાં છઠ્ઠો આરો આવશે ત્યારે શી રીતે થશે ?

ઉ. ઇહાં તો નવકાર ગણનાર કોઇ રહેશે નહિ પણ પાંચ

મહાવિદેહમાં પાંચે પદ ગણનાર સાસ્વતા રહેશે.

પ્ર. તે પંચ પરમેષ્ટીના ગુણ કેટલા ?

ઉ. એકસો ને આઠ.

પ્ર. કેવી રીતે ?

ઉ. અરિહંતના બાર ગુણ, સિદ્ધના આઠ ગુણ, આચાર્યના છત્રીસ ગુણ, ઉપાધ્યાયના પચીસ ગુણ, સાધુના સત્તાવીશ ગુણ એ એકસો ને આઠ.

પ્ર. અરિહંતના બાર ગુણ તે કિયા ?

ઉ. (૧) જ્યાં જ્યાં ભગવંત ઉભા રહે, બેસે, સમોસરે ત્યાં ત્યાં દશ બોલ સહીત તે ભગવંતથી બાર ગણો ઉંચો તત્કાળ અશોક વૃક્ષ થઇ આવે, (૨) ભગવંત જ્યાં જ્યાં સમોસરે ત્યાં ત્યાં પંચ વર્ણિ અચેત પુષ્પની વૃષ્ટિ થાય, ઢીંચણ પ્રમાણે ઢગલા થાય, (૩) ભગવંતની જોજન પ્રમાણે વાણી વિસ્તરે, સર્વેના મનના સંશય હરે, (૪) ભગવંતને ચોવીસ જોડ ચામર વીંઝાય, (૫) સ્ફટીક રત્નમય પાદ પીઠ સહિત સિંહાસન સ્વામી આગળ થાય, (૬) ભામંડળ અંબોડાને ઠેકાણે, તેજમંડળ દિશો દિશના અંધકાર ટાળે, (૭) આકાશે સાડાબાર ક્રોડ ગેબી વાજાં વાગે, (૮) ભગવંતની ઉપરે ત્રણ છત્ર ઉપરા ઉપરી બીરાજે, (૯) અનંત જ્ઞાન અતિશય, (૧૦) અનંત અર્ચા અતિશય તે પરમ પૂજ્યપણું, (૧૧) અનંત વચન અતિશય, (૧૨) અનંત અપાયાપગમ

અતિશય તે સર્વ દોષ રહિતપણું એ બાર ગુણ.

પ્ર. સિદ્ધના આઠ ગુણ તે કિયા ?

ઉ. (૧) અનંત જ્ઞાન, (૨) અનંત દર્શન, (૩) અવ્યાબાધ, (૪) ક્ષાયક સમકિત, (૫) અક્ષય સ્થિતિ, (૬) અમૂર્તિ, અગુરૂ, લઘુ (૮) અનંત આત્મ શક્તિ એ આઠ.

પ્ર. આચાર્યના છત્રીસ ગુણ તે કિયા ?

ઉ. પાંચ મહાવ્રતના પાળનાર, (૫) પાંચ ઇંદ્રિના વશ કરનાર, (૧૦) ચાર કષાયના ટાળનાર, (૧૪) નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળનાર, (૨૩) પાંચ આચારના પાળનાર, (૨૮) પાંચ સુમતિ ને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતાના આરાધિક એવં ૩૬.

પ્ર. ઉપાધ્યાયના પચીસ ગુણ તે કિયા.

ઉ. ૧૧ અંગ ને ૧૨ ઉપાંગ એ ૨૩ અને ભણે ૨૪, ભણાવે ૨૫, એ પચીસ.

પ. ૧૧ અંગના નામ શું ?

ઉ. (૧) આચારાંગ સૂત્ર, (૨) સુયગડાંગ સૂત્ર, (૩) ઠાણાંગ સૂત્ર, (૪) સમાવાયંગ સૂત્ર, (૫) વિવાહપન્નતિ ( ભગવતી ) સૂત્ર, (૬) જ્ઞાતા ધર્મ કથાંગ સૂત્ર, (૭) ઉપાસગ સૂત્ર, (૮) અંતગડ સૂત્ર, (૯) અનુત્તરો વવાઇ સૂત્ર (૧૦) પ્રશ્ન વ્યાકરણ સૂત્ર, (૧૧) વિપાક સુત્ર.

પ્ર. એ અગીઆર અંગમાં શું શું બીના હશે ?

ઉ. (૧) પહેલામાં સાધુનો આચારનો અધિકાર, (૨)

બીજામાં મુખ્યત્વે ષટ્દર્શનનો અધિકાર, (૩) ત્રીજામાં એક બોલથી દશ બોલ સુધીની બીના, (૪) ચોથામાં એક બોલથી સંખ્યાતા બોલ સુધીની બીના, (૫) પાંચમામાં વિવિધ પ્રકારની બીના, (૬) છઠ્ઠામાં ધમ સંબંધી વાર્તા સાથે શિખામણ, (૭) સાતમામાં શ્રાવકોનો ઇતિહાસ, (૮) આઠમામાં આયુષ્યના અંત વખતે કેવળજ્ઞાન કેવળદર્શન પામી મોક્ષ ગયા તેમનો ઇતિહાસ, (૯) નવમામાં પાંચ અનુત્તર વિમાને ગયા તેમનો ઇતિહાસ, (૧૦) દશમામાં પાંચ આશ્રવ અને પાંચ સંવરનો તથા બીજા અંગુષ્ટાદિક પ્રશ્નનો અધિકાર, (૧૧) અગીઆરમામાં પાપ તથા પુન્ય કરનારને ખોટો સારો કેવો બદલો મળે છે તેનો ઇતિહાસ.

પ્ર. બાર ઉપાંગના નામ શું ?

ઉ. (૧) ઉવવાઈસૂત્ર, (૨) રાયપ્રશ્રેણીસૂત્ર, (૩) જીવાભિગમસૂત્ર, (૪) પન્નવણાજી સૂત્ર, (૫) જંબુદ્વીપપન્નતી સૂત્ર, (૬) (૭) ચંદ્રપન્નંતી સૂત્ર, (૮) નિરિયાવળીકા સૂત્ર. (૯) કપડવંશીયા સૂત્ર, (૧૦) પુપ્ફીયા સૂત્ર, (૧૧) પુફ્ચુલીયા, સૂત્ર, (૧૨) વન્હિદશા.

પ્ર. એ બાર ઉપાંગમાં શું શું બીના હશે ?

ઉ. પહેલામાં ચંપા નગરીનો કોણીક રાજાનો અને મહાવીર દેવ સ્વામીના શિષ્યોનો અધિકાર, બીજામાં પરદેશી રાજાનો અધિકાર, ત્રીજામાં જીવ અજીવનો અધિકાર.

ચોથામાં દ્રવ્યાનુયોગનો અધિકાર, પાંચમામાં જંબુદ્વીપનો તથા ભૂગોળનો અધિકાર, છઠ્ઠામાં ચંદ્રમાનો ને ખગોળનો અધિકાર, સાતમામાં સૂર્યનો ને ખગોળનો અધિકાર, આઠમામાં કોણીક રાજાની લડાઈનો અધિકાર, નવમાંથી બારમા સુધીમાં ચંદ્રમાના પૂર્વ ભવનો, સૂર્યના પૂર્વ ભવનો, શુક્રના તારાના પૂર્વ ભવનો, બહુપુતીયા દેવીના પૂર્વ ભવનો અધિકાર.

પ્ર. અગિયાર અંગ ને બાર ઉપાંગવિના બીજા શાસ્ત્રો હશે? અને તે શેમાં સમાયા હશે?

ઉ. હા, છે. તે ચાર મૂળ શાસ્ત્ર, ચાર છેદ શાસ્ત્ર વિગેરે છે તે સર્વે અગીયાર અંગ, બાર ઉપાંગમાં સમાયા છે.

પ્ર. ચાર મૂળ શાસ્ત્રનાં નામ શું?

ઉ. (૧) દશવૈકાલીક, (૨) ઉત્તરાધ્યયન, (૩) નંદી, (૪) અનુયોગદ્વાર.

પ્ર. ચાર છેદ શાસ્ત્રનાં નામ શું?

ઉ. (૧) દશાશ્રુતસ્કંધ, (૨) વૃહત્કલ્પ, (૩) નીશીથ, (૪) વ્યવહાર.

પ્ર. પ્રતિક્રમણ છે તે કિયું શાસ્ત્ર હશે?

ઉ. આવશ્યક.

પ્ર. જૈનશાસ્ત્રો મૂખ્ય કેટલા ભાગમાં વહેંચાએલા છે?

ઉ. ચાર ભાગમાં.

પ્ર. તેહનાં નામ શું?

ઉ. (૧) ચરણ કરણાનુયોગ, (૨) ધર્મકથાનુયોગ, (૩) દ્રવ્યાનુયોગ, (૪) ગણીતાનુયોગ.

પ્ર. ચરણ કરણાનુયોગમાં શું બીના હશે ?

ઉ. તેમાં સાધુ શ્રાવકના આચારનો અધિકાર છે.

પ્ર. તેના કિયાં શાસ્ત્ર હશે ?

ઉ. આચારાંગ, દશવૈકાલીક, ઉપાસક વિગેરે.

પ્ર. ધમકથાનું યોગમાં શું બીના હશે ?

ઉ. તેમાં શિખામણની વાર્તાઓ છે.

પ્ર. તેનાં કયાં શાસ્ત્ર હશે ?

ઉ. જ્ઞાતા, વિપાક, અંતગડ વિગેરે.

પ્ર. દ્રવ્યાનુયોગમાં શું બીના હશે ?

ઉ. તેમાં જીવ અજીવનું સ્વરૂપ કહ્યું છે.

પ્ર. તેનાં કિયાં શાસ્ત્ર હશે ?

ઉ. ભગવતી, પન્નવણા, જીવાભિગમ વિગેરે.

પ્ર. ગણીતાનુયોગમાં શું બીના હશે અને તેનાં કિયા શાસ્ત્રો ?

ઉ. તેહમાં ખગોળ, ભૂગોળનો અધિકાર છે. તે જંબુદ્વીપપન્નંતી વિગેરે. એ સર્વ શાસ્ત્રો ઉપાધ્યાય ભણે ને ભણાવે.

પ્ર. સાધુના સત્તાવીસ ગુણ તે કીયા ?

ઉ. પાંચ મહાવ્રતના પાળનાર, પાંચ ઇંદ્રિયને વશ કરનાર, ચાર કષાયને ટાળનાર, (૧૫) ભાવસત્ય, ૧૬. કરણ સત્ય, ૧૭. જોગ સત્ય, ૧૮. ક્ષમાવંત, ૧૯. વૈરાગ્યવંત, ૨૨. મન વચન ને કાયા સમધારણવંત, ૨૩. જ્ઞાન સંપન્ને,

(૨૪) દર્શન સંપન્ને, ૨૫. ચારિત્ર સંપન્ને (સહિત) ૨૬. વેદની, અને ૨૭. મર્ણ સહન કરનાર.

પ્ર. અરિહંત મુખ્ય કેટલા નામથી ઓળખાય?

ઉ. ત્રણ નામથી? ૧. અરિહંત, ૨. અરૂહંત, ૩. અર્હંત.

પ્ર. અરિહંત નામ શાથી પડયું?

ઉ. અષ્ટ કર્મરૂપ શત્રુને હણવાથી.

પ્ર. અરૂહંત નામ શાથી પડયું?

ઉ. અષ્ટ પ્રતિહાર્યને બાર ગુણે કરી સહિત અને અઢાર દુષણોએ કરી રહિત હોવાથી.

પ્ર. અર્હંત નામ શાથી પડયું?

ઉ. ચોસઠ ઇંદ્રના પૂજનીક હોવાથી.

પ્ર. ચોસઠ ઈંદ્ર કિયાં?

ઉ ભવનપતીના વીસ, વાણુ વ્યંતરના બત્રીસ, જ્યોતિષીના બે, વૈમાનિકના દશ ઇંદ્ર એ ૬૪.

પ્ર. અઢાર દુષણ કિયાં?

ઉ. (૧) અજ્ઞાન, (૨) ક્રોધ, (૩) મદ, (૪) માન, (૫) માયા, (૬) લોભ, (૭) રતી, (૮) અરતી, (૯) નિંદ્રા, (૧૦) શોક, (૧૧) અસત્ય, (૧૨) ચોરી, (૧૩) મત્સર, (૧૪) ભય, (૧૫) પ્રાણીવધ, (૧૬) પ્રેમ, (૧૭) ક્રીડા પ્રસંગ, (૧૮) હાસ્ય એ ૧૮.

પ્ર. આચાર્યના બીજા નામ શું?

ઉ. ગણિ–સૂરિ વિગેરે ઘણાં નામ છે.

પ્ર. ઉપાધ્યાયના બીજા નામ શું ?

ઉ. પાઠક, અધ્યક્ષ, શિક્ષક વિગેરે ઘણાં નામ છે.

પ્ર. સાધુના બીજાં નામ શું ?

ઉ. મુનિ, શ્રમણ, ભીક્ષુ, અણગાર વિગેરે ઘણાં નામ છે.

પ્ર. એ પાઠમાં અરિહંત, સિદ્ધ કરતાં નાના હોવા છતાં પહેલા પદમાં કેમ ગણ્યા ?

ઉ. અરિહંતે સિદ્ધને બતાવવાથી.

પ્ર. એ પંચ પરમેષ્ટીના ગુણ શા ખપમાં આવે ?

ઉ. નવકારવાળીમાં સ્મરણ કરવા વિષે.

પ્ર. નવકારવાળીના ૧૦૮ મણકા રાખવાનું કારણ શું ?

ઉ. પંચ પરમેષ્ટીના ૧૦૮ ગુણ છે તેથી.

પ્ર. તે ૧૦૮ ગુણ કિયા ?

ઉ. ૧૨ અરિહંતના, ૮ સિદ્ધના, ૩૬ આચાર્યના, ૨૫ ઉપાધ્યાયના, ૨૭ સાધુના એ ૧૦૮ ગુણ.

પ્ર. નવકારવાળી નામ શાથી પડયું ?

ઉ. નવ એટલે નવ વખત, કર એટલે હાથ વાળી એટલે વાળવો. એટલે આપણા હાથની ચાર આંગળીઓના બાર વેઢાને નવે ગુણવાથી એકસો ને આઠ થાય તેથી.

પ્ર. તે પંચ પરમેષ્ટી આપણા શા ઉપયોગના છે ?

ઉ. સાવદ્ય (પાપકારી) યોગની બંધી કરતાં સાક્ષી રાખવાના.

પ્ર. સામાયિકના પાઠમાં કેટલાં મંગળ છે ?

ઉ ત્રણ.

પ્ર. તે કિયાં ?

ઉ. ૧. આદ્યમંગળ, ૨. મધ્યમંગળ, ૩. અંત્યમંગળ.

પ્ર. આદ્ય મંગળમાં શું ?

ઉ. નવકાર મંત્ર.

પ્ર. મધ્ય મંગળમાં શું ?

ઉ. લોગસ્સનો પાઠ.

પ્ર. અંત્ય મંગળમાં શું ?

ઉ. નમોથ્થુણંનો પાઠ.

પ્ર. એ મંગળ શામાટે રાખ્યાં હશે ?

ઉ. આપણે ઉત્તમ કાર્ય કરતાં વચ્ચે વિઘ્ન થતું હોય તે નિવારણ થાય તેથી.

પ્ર. મંત્રમાં મોટો મંત્ર કિયો ?

ઉ. નવકાર મંત્ર.

પ્ર. તેની સંપદા કેટલી ?

ઉ. પાંચ.

પ્ર. સંપદા એટલે શું ?

ઉ. વાક્યની સમાપ્તિએ પૂર્ણવિરામ આવે તે.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. પાંત્રીસ.

## સામાયિકના બીજા પાઠનાં પ્રશ્નોત્તર.

**પ્ર.** સામાયિકના બીજા પાઠનું નામ શું ?
**ઉ.** તિખ્ખુત્તો.
**પ્ર.** એ પાઠ શા ઉપયોગનો છે ?
**ઉ.** ગુરૂને વંદન કરવાનો.
**પ્ર.** વંદન કેમ કરવું ?
**ઉ.** ઉતરાસનનો પલ્લો પકડી ત્રણ વાર તિખ્ખુત્તોનો પાઠ ભણી ત્રણ વાર પ્રદક્ષિણા કરી પંચ અંગ નમાવી ત્રણ વાર ઉઠ બેસ કરી વંદન કરવું.
**પ્ર.** પંચ અંગ કિયાં ?
**ઉ.** બે હાથ, બે પગ ને એક માથું એ પાંચ.
**પ્ર.** કેટલા દોષ ટાળી વંદન કરવું ?
**ઉ.** બત્રીસ.
**પ્ર.** તેનાં નામ શું ?
**ઉ.** (૧) અનાદત દોષ તે આદર સન્માન વિના વંદન કરવું તે, (૨) સ્તબ્ધ દોષ તે મદ અહંકારમાં ધ્રષ્ટપણે અક્કડ થઈ વંદન કરવું તે, (૩) અપવિદ્ધ દોષ તે જેમ ભાડુત માલ ઉતારી ભાડું લઈ નાસે તેમ અવિધિયે વંદન કરી નાસવું તથા વંદન કરતાં આમ તેમ ફર્યા કરવું તે, (૪) પરિપંડિત દોષ તે સર્વ સાધુને એકજ વાર આવર્તન અને આલાપ એકઠા ભણીને વંદન કરવું

તે, (૫) ઢોલગતિ દોષ તે ઉછળી ઉછળીને વંદન કરવું તે, (૬) અંકૂશ દોષ તે અંકૂશની રીતે રજોહરણ અધ વચ્ચે ગ્રહીને વંદન કરવું તે, (૭) કચ્છ પરીગત દોષ તે કાચબાની પેરે હાથપગ હલાવી વંદન કરવું તે, (૮) મત્સ્યોધર્ત દોષ તે મચ્છ જેમ જળમાંથી કૂદી જળમાં ડુબકી મારે તેમ એકને વંદન કરી ઉતાવળે ગુપ્ત રીતે બીજાને વાંદવું તથા પાઠ પ્રચ્છન્ન ઉચરવો તથા રેચકાવ્રતે વાંદવું તે, (૯) મન દુષ્ટ દોષ તે કોઇ સાધુમાં એકાદ ગુણ ઓછો દેખવાથી ઈર્ષા રાખી વંદન કરવું તે.. (૧૦) વેદીકાબદ્ધ દોષ તે બે ઢીંચણ ઉપર અથવા નીચે બે હાથ રાખીને તથા બે હાથ ખોળામાં રાખીને વંદન કરવું અથવા બે હાથ વચ્ચે બે અથવા એક ઢીંચણ રાખીને વંદન કરવું તે, (૧૧) ભંજન દોષ તે કાંઈ મંત્રાદિક શીખવાની લાલચે અથવા વંદન નહી કરવાથી રોષ કરશે એવી બીક રાખી વંદન કરવું તે, (૧૨) ભય દોષ તે વંદન નહિ કરવાથી ગચ્છબહાર મુકશે અથવા સભામાં આક્રોશ વચન કહી માનભ્રષ્ટ કરશે એવી બીકથી વંદન કરવું તે, (૧૩) ગારવ દોષ તે વિધિ સહિત વંદન કરવાથી ડાહાપણદાર અને પ્રવિણ ગણાવાના ગર્વથી વંદન કરવું તે, (૧૪) મિત્ર દોષ તે ગૃહસ્થપણાથીજ મીત્ર હોવાથી વાંદવા જોઇએ એમ ધારી વંદન કરવું તે, (૧૫) કારણ દોષ તે જ્ઞાન-

દર્શન ચારિત્રની વૃદ્ધિ થવાના કારણ સિવાય બીજીરીતે વસ્ત્રાદિકની આશા કરી વંદન કરવુ તે, (૧૬) સૈન્ય દોષ તે પોતામાં ઓછા ગુણ હોવાને લીધે કોઇ દેખે તો નાન્યપ ગણાય એમ ધારી છુપી રીતે વંદન કરવું તે, (૧૭) પ્રતનિક દોષ તે મોટાને આહારાદિકના વખતમાં અટકાવી વંદન કરવું તે, (૧૮) રૂષ્ટ દોષ તે ક્રોધાકુળ થઇને વંદન કરવું તે, (૧૯) તર્જિત દોષ તે વિધિ તથા અવિધિએ વંદન કરતાં રોષ કરતા નથી, એ ગુરૂ કાષ્ટ પુતળા જેવા છે એમ કહી આંગળીથી તર્જના કરી વંદન કરવું તે, (૨૦) શઠ દોષ તે માયા કપટથી તથા રોગે પીડાયાથી મુગ આણી વંદન કરવું તે, (૨૧) હીલીત દોષ તે આચાર્યનો તથા ગણાવચ્છેદકની જાતિ હેલીને વંદન કરવું તે, (૨૨) વિપરીત ચિત્ત દોષ તે ચિત્તને ચાર વિકથાઓ કરતાં અભિમાનથી વદન કરવું તે, (૨૩) દ્રષ્ટાદ્રષ્ટ દોષ તે બીજાએ મને આવતાં દીઠો છે માટે વંદન નહિ કરૂં તો ટોકશે એવી શંકાથી વંદન કરવું અથવા કોઇના દેખવામાં નહિ આવવાથી છાના બેસી જવું તે, (૨૪) સંગ દોષ તે મસ્તકનું એક પાસુ ગુરૂને અડાડવું તથા ધર્મના ઉપગરણો ઉલટી રીતે રાખી વંદન કરવું તે, (૨૫) કર દોષ તે વેઠીઓ જેમ વેઠ કરે તેમ અથવા માથેથી કર ઉતારવા વંદન કરવું તે, (૨૬) તન્મોચન

દોષ તે ગુરૂને વંદન કર્યા વિના છુટકો નથી માટે વંદન કરવું પડે છે તો આ વેઠમાંથી કયારે છુટીએ એમ ધારી વંદન કરવું તે, (૨૭) આશ્લીષ્ટાનાશ્લીષ્ટ દોષ તે, (પેલો ભાંગો) હાથે રજોહરણો લઇ મસ્તકે સ્પર્શે, (બીજો ભાંગો) રજોહરણાને હાથ લગાડે પણ મસ્તકને હાથ ન લગાડે, (ત્રીજો ભાંગો) મસ્તકને હાથ લગાડે પણ રજોહરણાને હાથ ન લગાડે, (ચોથો ભાંગો) મસ્તક અને રજોહરણ એ બન્નેને હાથ ન લગાડે, ઉપરના ચાર ભાંગા મધ્યે પહેલા શુદ્ધ ભાંગે વંદન ન કરે અને બાકીના ત્રણ અશુદ્ધ ભાંગે વંદન કરવું તે, (૨૮) ઉણ દોષ તે પાઠ તથા આલાવા ઓછા ભણી વંદન કરવું તે, (૨૯) ઉત્તર ચુલીકા દોષ તે વિધિ સાથે વંદન કરી છેવટ ઘોષ (અવાજ) કરી મથ્થએણ વંદામિ બોલવુ તે, (૩૦) મૂક્ક દોષ તે આલાપ અને આવર્તનાદિક મુંગાની રીતે ભણુતા વંદન કરવું તે, (૩૧) ઢઢર દોષ તે આલાવો ભણુતાં બૂમ નાખી વંદન કરવું તે, (૩૨) ચુડલીક દોષ તે ઘોડાની લગામની રીતે રજોહરણનો છેડો ઝાલી ચારે દિશાએ ફેરવી વંદન કરવું; એ ૩૨.

પ્ર. એ બત્રીસ દોષ સહિત વંદન કરવાથી શુ થાય ?

ઉ. કર્મની વૃદ્ધિ થવાથી આત્મા દુર્ગતિએ જાય છે.

પ્ર. વિધિપૂર્વક વંદન કરવાથી શું થાય ?

ઉ. ચાર ગતિરૂપ ભ્રમજાળમાંથી આત્મા મુક્ત થઈ અક્ષય પદ પ્રાપ્ત કરે.

પ્ર. વંદન કરી પછી ગુરૂને શું આપવું ?
ઉ. સત્કાર અને સન્માન.
પ્ર. સત્કાર અને સન્માન એટલે શું ?
ઉ. વસ્ત્રાદિક આપવું તે સત્કાર અને બેસવા પ્રમુખનું આસન આપવું તે સન્માન.
પ્ર. ગુરૂને કેવા ગણવા ?
ઉ. કલ્યાણકારી અને મંગળકારી.
પ્ર. કલ્યાણકારી એટલે શું ?
ઉ. ભલું કરનાર.
પ્ર. મંગળકારી એટલે શું ?
ઉ. વિઘ્ન ટાળનાર.
પ્ર. વંદન એટલે શું ?
ઉ. ગુરૂની સ્તુતિ કરવી.
પ્ર. નમસ્કાર એટલે શું ?
ઉ. બે હાથ, બે પગ અને પાંચમું માથુ એ પાંચે અંગ નમાવવાં.
પ્ર. ગુરૂ કેવા દેવ છે ?
ઉ. ધર્મદેવ.
પ્ર. ગુરૂ કેવા છે ?
ઉ. મનને પ્રશ્નકારી હોવાથી પુજવાલાયક છે.
પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?
ઉ. તેંતાલીશ.

## સામાયિકના ત્રીજા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. ત્રીજા પાઠનું નામ શું ?

ઉ. ઈરિયાવહિયાનો.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. માર્ગમાં ચાલતાં પાપ થયું હોય તેનું નિવારણ કરવા વિષે.

પ્ર. તે પાપ શા થકી લાગ્યું હોય ?

ઉ. જીવને કચરવાથી તથા વિરાધવાથી.

પ્ર. કેટલા પ્રકારે જીવ કચરાય છે ?

ઉ. દશ પ્રકારે.

પ્ર. તેહનાં નામ શું ?

ઉ. (૧) પ્રાણીજીવને, (૨) બીજને; (૩) વનસ્પતિને, (૪) ઠાર, (૫) કીડી પ્રમુખનાં દર, (૬) લીલ ફુલ, (૭) કાચું પાણી, (૮) માટી, (૯) કરોળીઆનાં પડ, (૧૦) કરોળીઆની જાળ; એ દશને કચર્યાં હોય તે.

પ્ર. કેટલા પ્રકારે જીવની વિરાધના થાય ને તે કિયા કિયા

ઉ. દશ પ્રકારે. (૧) સામા આવતાને, (૨) ધુળે કરી ઢાંકીને, (૩) જમીનની સાથે ઘસીને, (૪) માંહોમાંહી શરીર મેળવીને, (૫) એક પાસાએ અડીને, (૬) સઘળા પાસાએ અડીને, (૭) દુઃખ ઉપજાવીને, (૮) ધ્રાસકો પડાવીને, (૯) સુખના સ્થાનકથી દુઃખના સ્થાનકે મુંકીને,

(૧૦) જીવિતવ્યથકી રહિતપણું કરીને એ દશ પ્રકારે જીવની વિરાધના કીધી હોય તે.

પ્ર. તે કિયા જીવને કચર્યા હોય. તથા વિરાધ્યા હોય ?

ઉ. (૧) એકેન્દ્રિય, (૨) બેઇન્દ્રિય, (૩) તેઇન્દ્રિય, (૪) ચૌરેંન્દ્રિય, (૫) પંચેન્દ્રય જીવને.

પ્ર. એકેંન્દ્રિય કોંને કહીએ ? અને તે કિયા જીવ ?

ઉ. જેને એકલી ફકત કાયા હોય તે પૃથ્વીના, પાણીના, અગ્નિના, વાયુના, વનસ્પતિના જીવો.

પ્ર. બેઇન્દ્રિય કોંને કહીએ અને તે કિયા જીવ ?

ઉ. જેહને કાયા અને જીભ એ બે ઇન્દ્રિયો હોય તે ઈએળ, મેળ, કીડા, કરમીયાં, પોરા, જળો, અળશીયાં, કોડા, કોડી, શંખ, છીપ વિગેરે જીવો.

પ્ર. તે ઇન્દ્રિય કોંને કહીએ અને તે કિયા જીવ ?

ઉ. જેને કાયા, જીભ, નાસીકા એ ત્રણ ઇન્દ્રિયો હોય તે, કીડી, મંકોડી, ચાંચડ, માંકણ, જું, લીંખ, ઉધેહી, ધનેરાં, કાનખજુરા વિગેરે જીવો.

પ્ર. ચૌરેંન્દ્રિય કોંને કહીએ અને તે કિયા જીવ ?

ઉ. જેને કાયા, જીભ, નાસીકા, આંખ ચાર ઇન્દ્રિયો હોય તે, ભમરા, ભમરી, માંખી, મચ્છર, તીડ, પતંગીયા, વીંછી, ડાંસ, મસી, કુદાં, તમરાં, કંસારી વિગેરે જીવો.

પ્ર. પંચેન્દ્રિય કોને કહીએ અને તે કિયા જીવ.

ઉ. જેને કાયા, જીભ, નાસીકા, આંખ, કાન એ પાંચ

ઇન્દ્રિયો હોય તે નારકી, તિર્યંચ, પંચેન્દ્રિય, મનુષ્ય; દેવતાના જીવો.

તે પાપ નિવારણ કેમ થાય ?

ઉ. મિચ્છામી દુક્કડં દેવાથી.

પ્ર. મિચ્છામી દુક્કડં એટલે શું ?

ઉ. મેં ખોટું પાપ કર્મ કર્યું હોય તે મારૂં દૂર થાઓ એમ પશ્ચાતાપ સાથે પ્રભુની સાક્ષીએ કહેવું તે.

પ્ર. તે મિચ્છામી દુકકડં કેટલા છે ?

ઉ. ૧૮૨૪૧૨૦ છે.

પ્ર. તે કેમ થાય ?

ઉ. જીવના ૫૬૩ ભેદ છે. તેને દશ પ્રકારની વિરાધનાએ ગુણવા, પછી કર્યું હોય, કરાવ્યું હોય, કરતાં પ્રત્યે અનુમોદ્યું (ભલુ જાણ્યું) હોય એ ત્રણ કરણે ગુણવા, પછી મન વચન ને કાયા એ ત્રણ જોગે ગુણવા, પછી ગયો કાળ ૧, વર્તમાન કાળ ૨, આવતો કાળ ૩, એ ત્રણ કાળે ગુણવા, પછી રાગ ને દ્વેષ એ બેએ ગુણવા, પછી પંચ પરમેષ્ટી અને છઠ્ઠો આત્મા એ છ સાક્ષીએ ગુણવા, એકંદર ૧૮૨૪૧૨૦ થયા.

પ્ર. એ પાઠ બીજા શા ઉપયોગનો છે ?

ઉ. કાયોત્સર્ગમાં ગણવાનો.

પ્ર. એ પાઠની સંપદા કેટલી ?

ઉ. આઠ છે.

**પ્ર.** એ પાઠના અક્ષર કેટલા ?

**ઉ.** એકસો ને અડતાલીશ.

## સામાયિકના ચોથા પાઠનાં પ્રશ્નોત્તર.

**પ્ર.** ચોથા પાઠનું નામ શું ?

**ઉ.** તસ્સ ઊત્તરી.

**પ્ર.** તે પાઠ શા વિષે છે ?

**ઉ.** પાપની વિશેષ પ્રકારે વિશુદ્ધિ કરવા વિષે.

**પ્ર.** એ પાઠ બીજા શા ઉપયોગનો છે ?

**ઉ.** કાયોત્સર્ગ કરવાના ઉપયોગનો છે.

**પ્ર.** કાયોત્સર્ગ એટલે શું ?

**ઉ.** કાયાની મમતા તજીને પલાંઠી પ્રમુખ યોગીનાં ૮૪ આસને બેસી સ્થિર રહેવું તે.

**પ્ર.** કાયોત્સર્ગ કરવાને કિયું આસન વધારે અનુકુળ હશે ?

**ઉ.** પલાંઠીવાળીને બેસવું તે.

**પ્ર.** કાયોત્સર્ગ કરતાં બે હાથ શી રીતે રાખવા ?

**ઉ.** બે સાથળ ઉપર બે હાથ રાખી નાકની ડાંડીની સામે બે પગની સંધી ઉપર ડાબા હાથની હથેળી ઉપર જમણો હાથ ચત્તો રાખી સ્થિરપણે રહેવું.

**પ્ર.** એવી રીતે કાયોત્સર્ગ કરવાનું કારણ શું ?

**ઉ.** મનોવૃત્તિ દ્દઢ રાખવા માટે દ્દઢ આસનની જરૂર છે તેથી.

પ્ર. કાયોત્સર્ગ કેટલા દોષ ટાળવાને અર્થે કરવો ?

ઉ. ઓગણત્રીસ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૩ શલ્ય, ૧૮ પાપ, ને ૮ કર્મ એ ૨૯.

પ્ર. તે કિયા શબ્દમાં છે ?

ઉ. વિસલ્લી કરણેણું, પાવાણું કમ્માણું.

પ્ર. કેટલા દોષ ટાળી કાયોત્સર્ગ કરવો ?

ઉ. ઓગણીસ.

પ્ર. તે ઓગણીસ દોષનાં નામ શું ?

ઉ. (૧) ઘોટક દોષ તે ઘોડાની પેઠે એક પગ ઉંચો ને બીજો પગ વક્ર રાખવો તે, (૨) લતા દોષ તે વાયરા વેલડી હાલે તેમ શરીરને હલાવવું તે, (૩) સ્થંભાદિ દોષ તે ભીંતે અથવા થાંભલે ઓઠીગણ દઈ બેસવું તે, (૪) માળ દોષ તે મેડી અથવા માળને મસ્તકનો ટેકો આપવો તે, (૫) ઉધી દોષ તે ગાડાની ઉધની રીતે પગની પાની અથવા અંગુઠા અડાડી રાખવા તે, (૬) નિગડ દોષ તે નેવળની વચમાં પગ નાંખવાની રીતે પગ પહોળા રાખવા તે, (૭) સબરી દોષ તે નગ્ન સ્ત્રી-ની પેરે મર્મ સ્થાનકે હાથ ધરી રાખવો તે, (૮) ખ-લીન દોષ તે ઘોડાના ચોકડાની પેરે રજોહરણને પકડી રાખવો તે, (૯) વધુ દોષ તે નવી પરણેલી સ્ત્રીની પેરે માથું નીચું રાખવું તે, (૧૦) લંબોત્તર દોષ તે ના-

ભીથી ઉપર અને ઢીંચણથી નીચું ત્યાંસુધી વસ્ત્ર લાંબુ રાખવું તે, ( ૧૧ ) સ્તન દોષ તે ડાંસ, મચ્છર વિગેરેના ભયથી અથવા અજ્ઞાનતા કે લાજને લીધે હૃદય ઉપર સ્ત્રીની માફક વસ્ત્ર ઢાંકી રાખવું તે, (૧૨) સંજતી દોષ તે શીતાદિકના ભયથી સાધ્વીની પેરે સર્વ વસ્ત્ર વડે શરીર ઢાંકી રાખવું તે, (૧૩) ભમુ-આંગુળી દોષ તે આલાવા ગણવા અથવા કાયોત્સર્ગની સંખ્યાની નિશાની રાખવા માટે આંગળી અથવા આંખના ચાળા કરવા તે, (૧૪) વાયસ દોષ તે કાગડાની પેરે ચારે તરફ ડોળા ફેરવવા તે, (૧૫) કપીથ્ય દોષ તે ઓઢવા પહેરવાના વસ્ત્રોનો ગોટો વાળી બે ઢીંચણની વચ્ચે દાબી રાખવો તે, (૧૬) શિરકંપ દોષ તે વળગેલા ભૂતની પેરે માથું ધૂણાવવું તે, (૧૭) મુક્ક દોષ તે અલાવા ગણતાં મૂંગાની પેરે હું હું કરવું તે, (૧૮) મદીરા દોષ તે દારૂનો ભભોટીઓ ભરતા જેમ બખ-બખાટ શબ્દ થાય તેમ બડબડાટ કરી આલાવા ગણવા તે, (૧૯) પ્રેસ દોષ તે વાંદરાની પેરે આમ તેમ જોઇ હોઠ ફફડાવવા તે, એમ ૧૯.

પ્ર. એ ૧૯ દોષમાં ૧૦ મો, ૧૧ મો, ૧૨ મો દોષ કોને ન લાગે ?

ઉ. સાધ્વીઓને.

પ્ર. શ્રાવિકાએ કેટલા દોષ ટાળી કાયોત્સર્ગ કરવો ને તે કિયા ?

ઉ. ૯ મો, ૧૦ મો, ૧૧ મો, અને ૧૨ મો એ ચાર બાદ કરી બાકી ૧૫ દોષ ટાળી કાયોત્સર્ગ કરવો.

પ્ર. કાયોત્સર્ગમાં કેટલા બોલનો આગાર છે.

ઉ. ૧૩ તેર બોલનો.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. (૧) ઉંચો શ્વાસ લેવો, (૨) નીચો શ્વાસ મુંકવો, (૩) ખાંસી આવે, (૪) છીંક આવે, (૫) બગાસું આવે, (૬) ઓડકાર આવે, (૭) અધોવાયુ સંચરે, (૮) ભમરી યા ચકરી આવે, (૯) પીત્ત પ્રમુખ નંખાય, (૧૦) મૂર્ચ્છા આવે, (૧૧) સૂક્ષ્મ અંગ હાલે, (૧૨) સૂક્ષ્મ બળખો હાલે, (૧૩) સૂક્ષ્મ દ્રષ્ટિ હાલે, એમ તેર.

પ્ર. એ આગાર રાખવાનું કારણ શું ?

ઉ. કાયોત્સર્ગ ભાંગ્યાનું પાપ ન લાગે તે માટે.

પ્ર. તે કાયોત્સર્ગ ક્યાં સુધી ન પાળવો ?

ઉ. અરિહંતનું નામ, ભગવંતનું નામ, અને નવકારમંત્ર ભણું નહી ત્યાં સુધી.

પ્ર. નવકારમંત્ર ન ગણાય ત્યાં સુધી શું કરવું ?

ઉ. કાયાને એક ઠેકાણે નિશ્ચળપણે રાખીને મૌનપણે એક ધ્યાને રહેવું.

પ્ર. તે પાઠની સંપદા કેટલી ?

ઉ. પાંચ.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. એકસો ને નેવાસી.

## સામાયકના પાંચમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. પાંચમા પાઠનું નામ શું ?

ઉ. લોગસ્સ.

પ્ર એ પાઠ શા ઉપયોગનો છે ?

ઉ. અરિહંતદેવની સ્તુતિ કરવા વિષે.

પ્ર. અરિહંતમાં કોણ આવ્યા ?

ઉ. તીર્થંકરદેવ તથા સામાન્ય કેવળી.

પ્ર. એ બન્નેની સ્તુતિ કિયા શબ્દમાં છે ?

ઉ. અરિહંતે કિત્તઇસં ચઉવી સંપી કેવળી.

પ્ર. એ શબ્દનો અર્થ શું થાય ?

ઉ. અરિહંતની કીર્તિ કરીશ તે અરિહંત કીયા કે ચોવીશ તીર્થંકર અને અપિ એટલે બીજા સામાન્ય કેવળી એ શબ્દમાં તીર્થંકરદેવ અને સામાન્ય કેવળી એ બન્નેનો સમાવેશ થાય છે.

પ્ર. તીર્થંકર એટલે શું ?

ઉ. ૧ સાધુ, ૨ સાધ્વી, ૩ શ્રાવક, ૪ શ્રાવિકા એ ચાર તીર્થ સ્થાપન કરનાર.

પ્ર. તે તીર્થંકરના નામ કિયાં છે ?

ઉ. તેહજ પાઠમાં.

પ્ર. તે ક્યાંથી માંડીને શરૂ થયા અને ક્યાં પૂર્ણ થયા ?

ઉ. 'ઉસભ મજીયં ચ વંદેથી' માંડી 'તહ વદ્ધમાણું ચ' સુધી.

પ્ર. તે પુરૂષ કયારે થયા છે?

ઉ. આ અવસર્પિણીના ત્રીજા ચોથા આરામાં દશ ક્રોડાક્રોડી સાગરોપમના પડતા કાળમાં.

પ્ર. અવસર્પિણી એ શબ્દનો અર્થ શું થાય?

ઉ. ઉતરતી સર્પિણી.

પ્ર. ત્યારે ઉત્સર્પિણી એટલે શું?

ઉ. ચડતી સર્પણી.

પ્ર. ચડતી ઉતરતી સર્પણીમાં શું સમજવું?

ઉ. બે સર્પણીના મોઢાં અને પૂંછડા સાથે રહે એવી રીતે લાંબી કરવી, પછી એક સર્પણીના મોઢેથી ઉતરતાં પૂંછડે પાતળો ભાગ આવે, એ ઉતરતી સર્પણી કહેવાય. એવી રીતે દશ ક્રોડા ક્રોડી સાગરોપમનો પડતો કાળ આવે તેને અવસર્પણી કાળ કહેવાય, અને પ્રથમ સર્પણીના પૂંછડાથી બીજી સર્પણીના પૂંછડાથી ઉપર ચડતા જઇએ ત્યારે તેના મોઢાનો ભાગ આવે ત્યાં જાડો ભાગ આવે તેને ચડતી સર્પણી કહેવાય. એવી રીતે દશ ક્રોડાક્રોડી સાગરોપમ સુધી ચડતો કાળ આવે. તેહને ઉત્સર્પિણી કહીએ.

પ્ર. આ અવસર્પિણી અને ઉત્સર્પિણી એ બન્નેનો કાળ ભેગો કરીએ તેને શું કહેવાય?

ઉ. એક કાળચક્ર.

પ્ર. એક કાળચક્રનો ટાઇમ કેટલો ?

ઉ. વીસ ક્રોડાક્રોડી સાગરોપમનો.

પ્ર. કાળચક્ર એટલે શું ?

ઉ. કાળનું પઇડું.

પ્ર. એક પઇડાને આરા કેટલા હોય ?

ઉ. બાર.

પ્ર. એક પઇડાના વચલા આરાને ખેડુત લોકો શું કહે છે ?

ઉ. ફાંસડા.

પ્ર. બાર આરાવાળું ચક્ર ઉભું કરીએ ત્યારે ચક્રના વચલા ભાગથી ઉપરની બાજુએ કેટલા આરા આવે.

ઉ. છ આરા.

પ્ર. હેઠલા ભાગમાં કેટલા આરા આવે ?

ઉ. છ આરા.

પ્ર. એમા શું સમજવું ?

ઉ. છ આરા સુધી ચડતો કાળ અને છ આરા સુધી પડતો કાળ.

પ્ર. એ ચડતા પડતા કાળના છ છ આરા કિયા ક્ષેત્રમાં હોય ?

ઉ. પાંચ ભરત અને પાંચ ઇરવત ક્ષેત્રમાં.

પ્ર. અહીંઆ ચોવીસ તીર્થંકર કિયા ક્ષેત્રમાં થયા ?

ઉ. જંબૂદ્રીપના ભરતક્ષેત્રમાં.

પ્ર. દ્રીપ એટલે શું ?

ઉ. ચારે તરફ ફરતો સમુદ્ર હોય અને વચ્ચે જમીનનો ભાગ હોય તે દ્વીપ કહેવાય.

પ્ર. ત્યારે જંબુદ્વીપના ફરતો સમુદ્ર હશે ?

ઉ. હા, છે.

પ્ર. તેનું નામ શું ?

ઉ. લવણ સમુદ્ર.

પ્ર. લવણ એવું નામ શાથી પડયું ?

ઉ. તેહનું પાણી લુણ ( મીઠા ) ના જેવું ખારૂં છે તેથી.

પ્ર. તે દરિયો કેવડો મોટો છે ?

ઉ. બે લાખ જોજનનો.

પ્ર. તે દરિયાના કીનારાથી મધ્ય ભાગ સુધી પાણીનો કેટલો ઉંચો ચડાવ છે ?

ઉ. સોળ હજાર જોજન છે તે પડયું પાણી છે.

પ્ર. તેના ઉપર પાણી ચડતું હશે ?

ઉ. હા, ચઢે છે.

પ્ર. કેટલું ચઢે છે ?

ઉ. બે જોજનની શિખા કુવારાની પેરે ઉછળે છે.

પ્ર. તેને કોઈ દબાવતું હશે ?

ઉ. હા દબાવે છે.

પ્ર. કોણ દબાવે છે ?

ઉ. લવણ સમુદ્રમાં ચાર કળશ છે તેના અધીષ્ટાયક દેવતા છે તે.

**પ્ર.** તે પાણી શાથી દબાવતા હશે ?

**ઉ.** હજાર હજાર જોજનના ચાટવાથી.

**પ્ર.** દબાવતા કંઇ પાણી નીકળી જતું હશે ?

**ઉ.** હા, નીકળી જાય.

**પ્ર.** તે પાણી ક્યાં જાય ?

**ઉ.** તે દરિયા કીનારે થઈ જંબુદ્વીપના કોટના ઘડનાળામાં થઈ આપણા ભરતક્ષેત્રના આપણે જોઇએ છે તે દરિ-યામાં આવે છે.

**પ્ર.** ત્યારે આ દરિઆમાં બે વખત ભરતી શેની આવતી હશે ?

**ઉ.** તેહજ પાણીની.

**પ્ર.** જંબુદ્વીપનો કોટ કેટલો ઉંચો છે ?

**ઉ.** આઠ જોજનનો.

**પ્ર.** ત્યારે સોલ હજાર જોજન પાણીનો ઉંચો ચડાવ છે, તે જંબુદ્વીપમાં છાલક મારી દરિઓ આપણને કેમ બોળી નાખતો નથી ?

**ઉ.** (૧) તીર્થંકરના પુન્યથી, (૨) કેવળીના પુન્યથી, (૩) સાધુના પુન્યથી, (૪) સાધ્વીના પુન્યથી, (૫) શ્રાવકના પુન્યથી, (૬) શ્રાવીકાના પુન્યથી, (૭) શિયળવંતના પુન્યથી, (૮) સત્‌વાદીના પુન્યથી, (૯) દાતારના પુ-ન્યથી, (૧૦) ભક્તિવાનના પુન્યથી, (૧૧) ચક્રવર્ત્તિ રાજાના પુન્યથી, (૧૨) વાસુદેવના પુન્યથી, (૧૩) બળ-દેવના પુન્યથી, (૧૪) જંબુદ્વીપના દેવી દેવતાના પુ-

ન્યથી દરિયો મર્યાદા મૂકતો નથી.

પ્ર. જંબુદ્વીપ એવું નામ શાથી પડયું અને તેનો રક્ષણ કર્ત્તા કોણ છે?

ઉ. આ દ્વીપના મધ્ય ભાગે સર્વથી મોટું એક જંબુ નામનું ઝાડ છે, તેના ઉપર આ દ્વીપનો માલીક અનાધૃષ્ટિ નામે દેવતાનો વાસ છે તેથી.

પ્ર. આપણે રહીએ છીએ તે જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં કેટલા દેશ હશે?

ઉ. બત્રીશ હજાર.

પ્ર. તેમાં આર્ય અનાર્ય દેશ કેટલા?

ઉ. સાડા પચીશ આર્ય અને બીજા અનાર્ય.

પ્ર. ચોવીસ તીર્થંકર કયાં થયા?

ઉ. આર્ય દેશમાં.

પ્ર. આર્ય દેશ શાથી થતા હશે?

ઉ. જ્યાં તીર્થંકર વિચરે ત્યાં આર્ય થાય, અને જ્યાં તીર્થંકર ન વિચરે તે અનાર્ય રહે.

પ્ર. આર્યદેશનો મધ્ય ભાગ કિયો?

ઉ. અયોધ્યા નગરી.

પ્ર. તીર્થંકર કેવા પુરૂષ કહેવાય?

ઉ. શ્લાકા.

પ્ર. શ્લાકા એટલે શું?

ઉ. જગતમાં પ્રખ્યાતીને પામેલા તથા જેને મુક્તિ જવાની છાપ લાગી છે તે.

પ્ર. તે ચોવીસ તીર્થંકરના નામ શું ?

ઉ. (૧) ઋષભદેવસ્વામી, (૨) અજીતનાથસ્વામી, (૩) સંભવનાથસ્વામી, (૪) અભીનંદનસ્વામી, (૫) સુમતિનાથસ્વામી, (૬) પદ્મપ્રભૂસ્વામી, (૭) સુપ્રાર્શ્વનાથસ્વામી (૮) ચંદ્રપ્રભુસ્વામી, (૯) સુવિધિનાથસ્વામી, (૧૦) શીતળનાથસ્વામી, (૧૧) શ્રેયાંસનાથસ્વામી, (૧૨) વાસુ પૂજ્યસ્વામી, (૧૩) વીમળનાથસ્વામી, (૧૪) અનંતનાથસ્વામી, (૧૫) ધર્મનાથસ્વામી, (૧૬) શાન્તિનાથસ્વામી, (૧૭) કૂંથુનાથસ્વામી, (૧૮) અરનાથસ્વામી, (૧૯) મલ્લીનાથસ્વામી, (૨૦) મુનીસુવ્રતસ્વામી, (૨૧) નમીનાથસ્વામી, (૨૨) રિષ્ટનેમીનાથસ્વામી, (૨૩) પાર્શ્વનાથસ્વામી, (૨૪) મહાવીરસ્વામી, એ ચોવીસ.

પ્ર. તે તીર્થંકર શાથી ઓળખાય ?

ઉ. ચોત્રીસ અતિશયે કરી સહિત, પાંત્રીસ પ્રકારની સત્ય વચન વાણીએ કરી સહિત, એક હજાર આઠ ઉત્તમ લક્ષણે કરી સહિત, બાર ગુણે કરી સહિત, અઢાર દોષ રહિત, અષ્ટ પ્રતિહાર્યે કરી સહિત હોવાથી.

પ્ર. તે ચોત્રીસ અતિશયનાં નામ શું ?

ઉ; (૧) કેશ રોમ નખ વધે નહી, (૨) રોગ રહિત શરીર હોય, (૩) ગાયના દુધ સરિખું રૂધીર ને માંસ હોય,

(૪) ઉજ્વળ કમળ સરિખા શ્વાસોશ્વાસ હોય, (૫) આહાર નીહાર ચર્મ ચક્ષુના ધણી ના દેખે, (૬) આકાશ ગત ત્રણ છત્ર રહે, (૭) આકાશ ગત ધર્મ ચક્ર રહે, (૮) આકાશગત શ્વેત ( ધોળાં ) ચોવીસ જોડ ચામર વિંઝાય, (૯) સ્ફાટીક સિંહાસન આકાશગત, (૧૦) આકાશગત ધ્વજ સહસ્ત્ર મંડીત પાદ પીઠકા સહિત આગળ ચાલે, (૧૧) જીહાં તીર્થંકર વિચરે તીહાં તીર્થંકરના શરીરથી બાર ગુણો ઉંચો અશોકવૃક્ષ ( આસોપાલવનું ઝાડ ) છાંયા કરે, (૧૨) અંબોડાને ઠેકાણે જેમાં બાર સૂર્ય જેટલો પ્રકાશ છે, તે ભામંડળ પ્રકાશ કરે. (૧૩) ઘણો સમો રમણીક ભૂમિ ભાગ હોય, (૧૪) કાંટા ઉંધા થાય, (૧૫) છ ઋતુ સરખી વર્તે, (૧૬) એક જોજન લગી શિતળ વાયુએ કરી ભૂમિ પ્રમાર્જે. (૧૭) સુગંધ અચેત વરસાદ વરસે, (૧૮) ઢીંચણ પ્રમાણે પંચ વર્ણા અચેત પુષ્પની વૃષ્ટિ થાય, (૧૯ ) ભુંડા શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ ના હોય, (૨૦) સુભીક્ષ હોય, (૨૧) એક જોજન લગી વાણી સંભળાય, (૨૨) અર્ધ માગધી ભાષાએ ભાષવાથી દેવતા, મનુષ્ય તિર્યંચ આપ આપની ભાષામાં સમજે, (૨૩) સર્વના વૈર, વિરોધ ઉપશમે, (૨૪) અન્યદર્શનીના ગર્વ ગળે, (૨૫) પરમેશ્વર જ્યાં વિચરે ત્યાં ઇતિ ( ખેતીવાડીને નુકસાન કરે તેવા ઉંદર, ખપેડી, કાતરા વિગેરે જીવ) ન હોય, (૨૬) મનુ-

ષ્ય તિર્યંચ ને દેવજાતિ વૈર છોડે, (૨૭) પચીસ જોજન સુધી મરકી ના હોય, (૨૮) સ્વચક્ર ( જે દેશમાં રહેતો હોય તે પોતાના દેશના રાજાનો ભય ) ન હોય, (૨૯) પર ચક્ર, ( બીજા દેશના રાજાનો ભય ) ન હોય, (૩૦) અતિ વૃષ્ટિ ન હોય, (૩૧) અનાવૃષ્ટિ ન હોય, (૩૨) દુર્ભિક્ષ ન હોય, (૩૩) તીડ પ્રમુખ ન હોય, (૩૪) વ્યાધિ પીડા આદિ દુઃખ ન હોય, એ ચોત્રીસ.

**પ્ર.** ૩૫ પ્રકારની વાણી તે કઈ ?

**ઉ.** (૧) સંસ્કાર સહિત વચન બોલે, (૨) ઉંચે સ્વરે બોલે, (૩) ગંભીર ઉંડે સ્વરે બોલે, (૪) ગ્રામ્ય વચન ન બોલે, (૨૫) બોલના પડછંદા ઉઠે, (૬) સરસ વચન બોલે, (૭) રાગ સહિત ભાષા બોલે, (૮) સૂત્ર થોડું ને અર્થ વિસ્તાર ઘણો ભાંખે, (૯) પૂર્વાપર વચનમાં વિરોધ નહી, (૧૦) જૂદા જૂદા અર્થ વચનના સંશય ટાળી બોલે, (૧૧) સાંભળનારને સંશય ન ઉપજે, (૧૨) અનેરાવાદી વચન દૂષણ દઈ પરાભવી શકે નહિ, (૧૩) શ્રોતાનું મન હરે, (૧૪) દેશકાળ ઉચીત વચન બોલે, (૧૫) અતિ વિસ્તાર કરી અણગમતું ના કહે, (૧૬) જીવાદિક વસ્તુ વિચાર કરતાં મળતું વચન કહે, (૧૭) પદ આગળ પદસાપીક્ષપણે ઉચરે, (૧૮) વાતરૂપ બાળક સમજે તેમ કહે, (૧૯) અતિશય મધુર ભાષા બોલે, (૨૦) કોઈના મર્મ પ્રકાશે નહી, (૨૧) અર્થ ધર્મ

સહિત વચન સદ્દહનારને હોય, (૨૨) વસ્તુ પ્રકાશ કરે તેહનો અતિ વિસ્તાર કરે, (૨૩) વચનમાંહિ પરનિંદા અને આપની સ્તુતિ નહી, (૨૪) મધ્યસ્થ બોલે શ્લાઘ લહે, (૨૫) શબ્દકારક લીંગે શુદ્ધ સમા સંચરે, (૨૬) શ્રોત્તા ચિત્તમાંહી ચમત્કાર પામે, (૨૭) વખાણ અતિ ઉતાવળું તેમજ અતિ ધીમું નહી, (૨૮) શ્રોતાને રોગાદિક દુષણ નહી, (૨૯) ભ્રમવિના ભાષે, (૩૦) જે પદાથ વર્ણવે તેહજ વિશેષથી સંક્રમે, (૩૧) વચન કહેતા વચનાંતરની અપેક્ષાએ વચન, (૩૨) અર્થ પદ જૂદા જૂદા ભાષે, (૩૩) શબ્દ સાહસ સહિત સદાય વચન કહે, (૩૪) અતિ ઉત્સાહ સહિત ધર્મ કહેતાં શ્રમ ન પામે, (૩૫) જીવાદિક વસ્તુ પ્રકાશ કરતાં અવિછિન્ન વચન કહે, એ ૩૫ પ્રકારની વાણી.

પ્ર. ૨૪ તીર્થંકરમાં કનકવર્ણે તીર્થંકર કિયા ?

ઉ. ૧-૨-૩-૪-૫-૭-૧૦-૧૧-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮ ૨૧-૨૪ એ સોલ કનકવર્ણે છે.

પ્ર. રકતવર્ણે કિયા ?

ઉ. એ. તે ૬ ઠ્ઠા તથા ૧૨ મા.

પ્ર. શ્વેત વર્ણે કિયા ?

ઉ. એ. તે ૮ મા તથા ૯ મા.

પ્ર. નિલવર્ણે કિયા ?

ઉ. એ. તે ૧૯ મા તથા ૨૩ મ..

પ્ર. શામવર્ણે કિયા?

ઉ. બે. તે ૨૦ મા તથા ૨૨ મા.

પ્ર. ૧. ઋષભદેવ નામ શાથી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે તેમની માતાએ પ્રથમ વૃષભ ( બળદ ) નું સ્વપ્ન દીઠું તેથી.

પ્ર. ૨. અજીતનાથ નામ શા થકી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતા જુગટુ રમતાં હારતી તે જીત થઇ તેથી.

પ્ર. ૩. સંભવનાથ નામ શા થકી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે દેશમાં દુભિક્ષ ટળી સુકાળ થયો, ને ધાનના સંભવ (ઢગલા) નીપજ્યા તેથી.

પ્ર. ૪. અભિનંદન નામ શા થકી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે ઇંદ્રે સ્વામીએ ને માતાએ અભીનંદન (સ્તુતિ) નો જય જયારવ કર્યો તેથી.

પ્ર. ૫. સુમતિનાથ નામ શા થકી પડયું?

ઉ. સ્વામો ગભમાં આવ્યે છતે બે શોકયોના પુત્રનો ઝઘડો મટાડયો તેથી.

પ્ર. ૬. પદ્મપ્રભુ નામ શા થકી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાને પદ્મ શય્યાનો દોહલો ઉપન્યો, તથા પદ્મકમળ સરખી શરીરની પ્રભા તેથી.

પ્ર. ૭. સુપાર્શ્વનાથ નામ શા થકી પડયું?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે, તે સ્વામીની માતાનાં

પાસાં ખરખશ (ખરડા) હતા તે સુંવાળા થયા તેથી.

પ્ર. ૮. ચંદ્રપ્રભુ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાને ચંદ્રમાં પીવાનો દોહલો (મનોરથ) ઉપન્યો તે દેવતાએ પુરો કર્યો તથા ચંદ્ર સરખી શરીરની પ્રભા થઇ તેથી.

પ્ર. ૯. સુવિધિનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ નગરમાંહી અવિધિ ટાળી સુવિધિ કીધી તેથી.

પ્ર. તથા બીજું નામ પુષ્પદંત શા થકી પડયું ?

ઉ. સ્વામીના પુષ્પ સરિખા દાંત હોવાથી.

પ્ર. ૧૦. શીતળનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે પીતાને દાધજ્વર ઉપન્યો, તે વારે માતાનો હાથ સ્પર્શ થવાથી શીતળ થયો તેથી.

પ્ર. ૧૧. શ્રેયાંસનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે દેવ અધિષ્ટિત શય્યામાં કોઇ સુવા પામે નહીં તે શય્યામાં માતા પોઢી એટલે દેવતા નાસી ગયો તેથી.

પ્ર. ૧૨. વાસુપૂજ્ય નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે વાસુકી ઇંદ્ર સદા પૂજતો તેથી.

પ્ર. ૧૩. વીમળનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાની પીઠ વાંકી હતી તે વિમળ કહેતાં સમી થઇ તેથી.

પ્ર. ૧૪. અનંતનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ અનંત રત્નની રાશી (ઢગલા) સુપ્રભા દીઠી તેથી.

પ્ર. ૧૫. ધર્મનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતા પિતા ધર્મવંત થયા તેથી.

પ્ર. ૧૬. શાંતિનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે દેશમાંહી મરકીનો ઉપદ્રવ શમ્યો ને પ્રભાતે શાંતિ થઇ તેથી.

પ્ર. ૧૭. કુંથુનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ રત્નમય થુંભ દીઠો તેથી તથા શત્રુઓ કુંથુવાસમાન થયા તેથી.

પ્ર. ૧૮. અરનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ સ્વપ્નામાં રત્નમય આરો દીઠો તેથી.

પ્ર. ૧૯. મલ્લીનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાને પુષ્પની શય્યાનો દોહલો ઉપન્યો તે દેવતાએ પૂરો કર્યો તેથી.

પ્ર. ૨૦. મુનીસુવ્રત નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ મુનિ સરિખા વ્રત પાળ્યાં તેથી.

પ્ર. ૨૧. નમીનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે વૈરીને નમાડયા તેથી.

પ્ર. ૨૨. રિષ્ટ નેમીનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે માતાએ સ્વપ્નામાં રિષ્ટ રત્નમય ભીમ ચક્ર ધરા દીઠો તેથી.

પ્ર. ૨૩. પાર્શ્વનાથ નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે રાત્રીએ સર્પને શય્યાની પાસે પ્રદક્ષિણા કરતો દીઠો અને પીતાનો હાથ શય્યા ઉપર મુકયો તેથી.

પ્ર. ૨૪ વર્દ્ધમાન નામ શા થકી પડયું તથા મહાવીર-સ્વામી એ બીજું નામ શા થકી પડયું ?

ઉ. સ્વામી ગર્ભમાં આવ્યે છતે સિદ્ધાર્થ રાજાનું કુળ સુ-વર્ણે કરી વૃદ્ધિ પામ્યું તેથી તથા ભગવંતને આઠ વર્ષની ઉંમરે સર્પ તથા પીશાચનું રૂપ કરી દેવતા ડરાવવા આવ્યા પણ ડર્યા નહી તેથી.

પ્ર. ૨૪ તીર્થંકરની સ્તવના કરવાનું કારણ શું ?

ઉ. આપણા કલ્યાણીક કાર્યના મદદગાર થાય તેથી.

પ્ર. તે સ્તવના કરીને તેની પાસે શું માગવું ?

ઉ. હે પ્રભુ ! ઉત્તમ સમાધી મુજને દ્યો.

પ્ર. બીજું શું માગવું ?

ઉ. હે સિદ્ધ ભગવંત ! મુજને સિદ્ધ ગતિ દ્યો.

પ્ર. તીર્થંકરે શું ટાળ્યું છે ?

ઉ. કર્મરૂપ રજ ને મેલ.

પ્ર. તીર્થંકરે શું ખપાવ્યું છે ?

ઉ. જન્મ ને મરણ.

પ્ર. તીર્થંકરને આપણે શું કહીએ છીએ ?

ઉ. હે તીર્થંકર ! માહારા ઉપર પ્રસન્ન થાઓ.

પ્ર. ધર્મરૂપી તીથના સ્થાપન કરનાર કોણ ?

ઉ. તીર્થંકર.

પ્ર. તે તીર્થ કેટલા ને તેના નામ શું ?

ઉ. ચાર તે ૧. સાધુ, ૨. સાધ્વી, ૩. શ્રાવક, ૪. શ્રાવિકા, એ ૪.

પ્ર. તીર્થંકર ઉપદેશ ક્યાં કરતા હશે ?

ઉ. સમોસરણમાં.

પ્ર. સમોસરણની રસના કેવી હશે ?

ઉ. પ્રથમ રૂપાનો ગઢ ને સોનાના કાંગરા, બીજો સોનાનો ગઢ ને રત્નના કાંગરા, ત્રીજો રત્નનો ગઢ ને હીરાના કાંગરા, ગઢ ગઢની વચ્ચે તેરસે ધનુષ્ય ( ચાર હાથનો એક ધનુષ્ય ) નો અંતર, એક એક ગઢની પાંચસે ધનુષ્યની ભીંત ઉંચી, ચાર દિશામાં ચાર દરવાજા, એક એક દરવાજે પાંચસો પાંસસો પગથીયાં ( કેટલાક પાંચ પાંચ હજાર પણ કહે છે ), મધ્ય ભાગે મણી રત્નનો ચોતરો, તેના ઉપર સ્ફાટીક રત્નનું સિંહાસન, તેના ઉપર તીર્થંકર દેવ બીરાજી છ રાગ ને ત્રીસ રાગણીમાં ઉપદેશ કરે, જોડે અશોક વૃક્ષ છાંયા કરે. અંઓ-

ડાની જગ્યાએ જેમાં બાર સૂર્યનો પ્રકાશ છે એવું ભામં-ડળ બીરાજે તેથી ભગવંત ચાર મુખવાળા દેખાય, માથે ત્રણ છત્ર આકાશે રહે, ચોવીસ જોડ ચામર વિંઝાય, આકાશ માર્ગે દેવ દુંદભી અને સાડી બાર ક્રોડ વાજાં વાગે, એક જોજન સુધી રજ ઉડતી રહે તેવા અચેત પાણીનાં છાંટણા છંટાય, તેહના ઉપર એક જોજન સુધી ઢીંચણ પ્રમાણે અચેત પુષ્પની વૃષ્ટિ થાય, ભગ-વંતનો મધુર અવાજ વિસ્તરે, બાર પ્રકારની પ્રષદા સાંભળે, છ ઋતુ સરખી વર્તે, ઈત્યાદિક સમોસરણની રચના જાણવી.

પ્ર. બાર પ્રકારની પ્રષદા કેઇ ?

ઉ. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ચાર અને ભવનપતિ, વાણુવ્યંતર, જ્યોતિષી ને વૈમાનીક એ ચાર જાતિના દેવતા, અને એ ચાર જાતિની દેવી કુલ બાર.

પ્ર. બાર પ્રકારની પ્રષદાની બેઠક શી રીતે હશે ?

ઉ. ઈશાન ખૂણામાં મનુષ્ય, (શ્રાવક, શ્રાવિકા) તિર્યંચ, અને વૈમાનિક દેવતા એ ત્રણ બેસે, આગ્ન ખૂણામાં સાધુ, સાધ્વી અને વૈમાનિકની દેવી એ ત્રણ બેસે, નૈઋત્ય ખૂણામાં વાણુવ્યંતરની દેવી, જ્યોતિષિની દેવી, ભવન-પતિની દેવી એ ત્રણ બેસે, વાવ્ય ખૂણામાં ભવનપતિ દેવતા, વાણુવ્યંતર દેવતા, જ્યોતિષિના દેવતા એ ત્રણ બેસે, ચાર દિશામાં કોઇ બેસે નહિ.

પ્ર. ૭ રાગ છે તેમાં મુખ્યત્વે કીયા રાગમાં તીર્થંકર ઉપદેશ કરતા હશે ?

ઉ. માલકોશ રાગમાં.

પ્ર. એ રાગનો શો ગુણ હશે ?

ઉ. એ રાગ ગાય તે વખતે પાસે પથ્થર પડેલ હોય તો તેનું પાણી થઈ જાય.

પ્ર. તીર્થંકરની સેવામાં કમતીમાં કમતી કેટલા દેવતા હોય ?

ઉ. એક ક્રોડ દેવતા.

પ્ર. તીર્થંકર સિવાય બીજા સામાન્ય કેવલીને કેટલા અતિશય હોય ?

ઉ. તેર.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. (૧) કેવળજ્ઞાન થયા પછી કેશ રોમ વધે નહી, (૨) નિરોગી શરીર, લેપ લાગે નહી. (૩) શ્વાસોશ્વાસ કમળ સરિખા, સુગંધી હોય, (૪) આકાશે ચક્ર ચાલે, (૫) આકાશે એક છત્ર ચાલે. (૬) આકાશે બે દેવતાઓ ચમર વિંઝે. (૭) આકાશે સ્ફાટિક રત્નમય સિંહાસન થાય. (૮) આકાશે ધ્વજા ચાલે. (૯) અશોક વૃક્ષ છાયા કરે. (૧૦) ભૂમિકા રૂડી રમણિક થાય. (૧૧) કાંટાની અણી ઉંધી થાય. (૧૨) ૭ ઋતુ સરખી વર્તે. (૧૩) અર્ધ માગધી ભાષામાં ધર્મ કથા કહે, એમ ૧૩.

પ્ર. તીર્થંકર આપણને શું આપે છે ?

ઉ. આરોગ્યપણું અને બોધ બીજરૂપ લાભ.

પ્ર. તીર્થંકર કેવા નિર્મળ છે ?

ઉ. ચંદ્રમાથી પણ અધિક.

પ્ર. તીર્થંકર કેવા પ્રકાશિત છે ?

ઉ. સૂર્યથી પણ અધિક.

પ્ર. તીર્થંકર કેવા ગંભીર છે ?

ઉ. સાગર જેવા.

પ્ર. લોકને વિષે ઉત્તમ કોણ છે ?

ઉ. સિદ્ધ.

પ્ર. લોકોને વિષે ઉદ્યોતના કરવાવાળા કોણ ?

ઉ. તીર્થંકર.

પ્ર. શા કારણથી ઉદ્યોત થતો હશે ?

ઉ. તીર્થંકરનો જન્મ થાય, દિક્ષા લીએ, કેવળજ્ઞાન થાય, ત્યારે આખા લોકમાં અજવાળું થાય, તે બે ઘડી સુધી રહે.

પ્ર. એ પાઠમાં કીર્તિ, સ્તુતિ કેટલાની કરવાની છે ?

ઉ. અરિહંતની અને કેવળીની.

પ્ર. અહીંઆ હાલમાં કોનું શાસન ચાલે છે ?

ઉ. મહાવીરદેવનું.

પ્ર. શાસન એટલે શું ?

ઉ. હુકમને અનુસાર જીવોનો એક સમુદાય.

પ્ર. એ પાઠની સંપદા કેટલી ?

ઉ. અઠાવીસ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. બસો છપ્પન.

---

## સામાયિકના છઠ્ઠા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. છઠ્ઠા પાઠનું નામ શું ?

ઉ. કરેમિભંતે.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. સાવદ્ય જોગની બંધી કરવા વિષે.

પ્ર. સાવદ્ય જોગ એટલે શું ?

ઉ. અઢાર પાપસ્થાનક.

પ્ર. તે બંધી કેટલી કોટીએ કરવી ?

ઉ. છ કોટીએ.

પ્ર. કોટી એટલે શું ?

ઉ. અમુક પ્રકારની કબુલાત કરવી તે.

પ્ર. તે છ કોટીનો પાઠ કેમ બોલાય ?

ઉ. દુવિહં, તિવિહેણું, નકરેમી, નકારવેમી, મણુસા, વયસા ને કાયસા.

પ્ર. તે છ કોટિ જુદી ગણાવો.

ઉ. નકરેમિ (૧) મણુસા, (૨) વયસા, (૩) કાયસા; નકારવેમી, (૪) મણુસા, (૫) વયસા ને (૬) કાયસા, એ છ.

પ્ર. ૭ કોટિ કેવી રીતે સમજવી ?

ઉ. પાપ કરૂં નહિ ૧ મનથી, ૨ વચનથી, ૩ કાયાથી, પાપ કરાવું નહિ ૪ મનથી, ૫ વચનથી, ૬ કાયાથી, એ ૭ કોટિએ સાવદ્ય જોગની બંધી થઇ.

પ્ર. એ ૭ કોટિમાં કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. બે કરણ ને ત્રણ જોગ.

પ્ર. બે કરણ તે કિયા ?

ઉ. કરૂં નહી અને કરાવું નહિ તે.

પ્ર. ત્રણ જોગ તે કીયા ?

ઉ. મન, વચન ને કાયા.

પ્ર. ન કરેમિ, ન કારવેમિ એટલે શું ?

ઉ. સાવદ્ય પાપ કરૂં નહિ ને કરાવું નહિ.

પ્ર. તે બંધી કરતાં સાક્ષી કોને રાખવા ?

ઉ. ભગવંતને.

પ્ર. તે શબ્દ ક્યાં છે. ?

ઉ. તેહજ પાઠમાં " ભંતે. "

પ્ર. તે સાક્ષી રાખવાનું કારણ શું ?

ઉ. હવેથી અમુક વખત સુધી પાપ કરૂં નહિ ને કરાવું નહિ, જો કરૂં, કરાવું તો આ પ્રભુ મારા સાક્ષીનો હું ગુન્હેગાર.

પ્ર. તે સાક્ષીની સમક્ષે તમે શું કહ્યું ?

ઉ. મારા પાપકારી આત્માને હવેથી તજું છું.

**પ્ર.** કેટલી જગ્યાએ સાક્ષી રાખ્યા ને તે કિયા ?

**ઉ.** એક જગ્યાએ તે " તસ્સભંતે. "

**પ્ર.** શરૂઆતમાં, " ભંતે " શબ્દ બોલાયો તેનું કારણ શું ?

**ઉ.** પ્રભુને આમંત્રણ રૂપે.

**પ્ર.** આમંત્રણ એટલે શું ?

**ઉ.** હે પ્રભુ ! હું આ પ્રમાણે કરવાને ઉદ્યમવંત થયો છું.

**પ્ર.** સામાયિક કેવી રીતે કરવું ?

**ઉ.** મુખપત્તિ, ગુચ્છો, પથરણું, એહનું પલેવણ કરી, ગુચ્છાથી જમીન પુંજી, પથરણા ઉપર બેસી, મોઢે મુખપત્તિ બાંધી, નવકારથી ચોથા પાઠ સુધી ભણી, ઇરિયા વહિયાનો કાયોત્સર્ગ કરી, લોગસ્સનો પાઠ ભણી, ઉભા થઈ પથરણું મુકી, પૂર્વ તથા ઉત્તર દિશામાં મુખ રાખવું, અને ગુરૂ હોય તો તેમના સામુ મુખ રાખી મંદીરસ્વામીને તથા ગુરૂને નમસ્કાર કરીને કરેમી ભંતેનો પાઠ ભણી ડાબો ઢીંચણ ઉંચો રાખી બે હાથ જોડી બે વખત " નમોથ્થુણં, " નો પાઠ ભણવો પછી પલાંઠીવાળી બેસી ગમે તો નવકારવાળી ગણો, ધર્મ પુસ્તક વાંચો, ભણો, વ્યાખ્યાન સાંભળો, ધર્મ સંબંધી વાત કરો.

**પ્ર.** સામાયિકમાં ધર્મ સિવાય બીજી વાત થાય કે નહિ ?

**ઉ.** નહિ.

**પ્ર.** સામાયિકનો વખત કેટલો ?

ઉ. બે ઘડી, ચાર ઘડી, છ ઘડી, વિગેરે બેકી ઘડીનો કાળ છે એથી ઓછા ટાઇમે થાય નહિ.

પ્ર. મુખપત્તિ શેની થાય ?

ઉ. વસ્ત્રની.

પ્ર. મુખપત્તિ બાંધવાનું કારણ શું ?

ઉ. આપણા મોંઢાની ઉષ્ણ ઝેરી હવાથી વાયુકાયના તથા મખી પ્રમુખ ઉડતાં ઝીણા જંતુઓનો નાશ થતો અટકાવવા માટે.

પ્ર. મુખપત્તિ કેટલી મોટી હોય ?

ઉ. આપણા મુખ પ્રમાણે.

પ્ર. તેહના કેટલા પડ રાખવાં ?

ઉ. આઠ.

પ્ર. આઠથી વધારે શા માટે ન રાખવાં ?

ઉ. એટલાથી જંતુઓનું સારી રીતે રક્ષણ થઈ શકે તેથી.

પ્ર. મુખપત્તિ નામ શા થકી પડયું ?

ઉ. મોંઢે બાંધવાથી.

પ્ર. પલેવણ એટલે શું ?

ઉ. કોઈ જીવની વિરાધના ન થાય તેવી રીતે જોવું, પૂંજવું, ( વાળવું ) તે.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. છોંત્તેર.

## સામાયિકના સાતમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. સાતમા પાઠનું નામ શું ?

ઉ. નમોથ્થુણં.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. અરિહંતની વિશેષે સ્તુતિ કરવા વિષે.

પ્ર. વિશેષ સ્તુતિ એટલે શું ?

ઉ. પરમેશ્વરને જુદી જુદી ઓપમા દઈ વખાણવા તે.

પ્ર. તીર્થંકર કેવા છે ?

ઉ. ધર્મની આદિના કરનાર છે.

પ્ર. આદિ એટલે શું ?

ઉ. શરૂઆત.

પ્ર. તીર્થંકર શું સ્થાપન કરે છે ?

ઉ. તીર્થ.

પ્ર. તીર્થ એટલે શું ?

ઉ. પવિત્ર.

પ્ર. તીર્થ કેટલાં ?

ઉ. ચાર.

પ્ર. તેના નામ શું ?

ઉ. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા.

પ્ર. એ ચાર શિવાય બીજાં તીથ છે કે નહિ ?

ઉ. નથી.

પ્ર. તીર્થંકર કેવા બુદ્ધ કહેવાય ?

ઉ. સ્વયંબુદ્ધ.

પ્ર. સ્વયંબુદ્ધ એટલે શું ?

ઉ. પોતાની મેળેજ પ્રતિબોધ પામેલા.

પ્ર. વળી તીર્થંકર કેવા છે ?

ઉ. ૧. પુરૂષમાંહી ઉત્તમ છે, ૨. લોકમાંહી ઉત્તમ છે, ૩. લોકના નાથ છે, ૪. લોકના હિત કરનાર છે, ૫. લોક-માંહિ દીવા સમાન ઉદ્યોત કરનાર છે, ૬. લોકમાંહી વિશેષ ઉદ્યોત કરનાર છે, ૭. ચાર ગતિમાં પડતા જીવોને આધારભૂત છે, ૮. ધર્મના નાયક છે, ૯. સૂત્ર ધર્મ અને ચારિત્ર ધર્મરૂપ ઉપદેશના દેનાર છે. ૧૦. દશ યતિ ધર્મના દેનાર છે, ૧૧. ચાર ગતિરૂપ સંસાર સમુદ્રમાં પડતા જીવને નાવની પેરે આધારરૂપ કરનાર છે, ૧૨. પોતે રાગદ્વેષ જીત્યા છે અને બીજાને રાગદ્વેષ જીતાવે છે, ૧૩. પોતે તત્વજ્ઞાન સમજ્યા છે અને પરને તત્વજ્ઞાન સમજાવે છે, ૧૪. પોતે કર્મથી મુકત થયા છે અને પરને કર્મથી મુકાવે છે, ૧૫. સવ પદાર્થનાં જાણનાર છે, ૧૬ સર્વ પદાથના દેખનાર છે.

પ્ર. તીર્થંકરને સિંહની ઓપમા આપવાનું કારણ શું ?

ઉ. કેસરી સિંહ જેમ કોઇથી નહિ ડરતા મૃગ પ્રમુખને ત્રાસ પમાડે છે તેમ પ્રભુ કર્મરૂપી મૃગને ત્રાસ પમાડે છે તેથી સિંહની ઓપમા આપી છે.

પ્ર. તીર્થંકરને પુંડરિક કમળની ઓપમા આપી તેનું કારણ શું ?

ઉ. જેમ પુંડરિક કમળ પાણી અને કાદવથી ઉત્પન્ન થાય પણ પછી તે ફરીથી કાદવ પાણીમાં લેપાય (ખરડાય) નહીં તેમ તીર્થંકર કામ ભોગરૂપી કાદવ પાણીમાંથી ઉત્પન્ન થાય છે પણ પછી કામભોગમાં ખરડાય નહિ તેથી.

પ્ર. તીર્થંકરને ગંધ હસ્તીની ઓપમા આપી તેનું કારણ શું ?

ઉ. જેમ મદ તથા પરસેવો સુગંધી હોવાથી બીજા જેટલા હાથીને તે પરસેવાની સુગંધી આવે તે તમામ હાથી મદરહિત થઇને નાસી જાય તેમ બીજા વાદી રૂપ હાથી ગર્વ છાંડે.

પ્ર. તીર્થંકર કિયા દાનના દાતાર છે ?

ઉ, અભય દાનના.

પ્ર. કઇ ચક્ષુ આપનાર છે ?

ઉ. જ્ઞાનરૂપ.

પ્ર. કયો માર્ગ દેખાડનાર છે ?

ઉ. મોક્ષમાર્ગ.

પ્ર. વળી શું દેનાર છે ?

ઉ. શરણ.

પ્ર. કિયું જીવતર દેનાર છે ?

ઉ. સંજમરૂપ.

પ્ર. કિયું બીજ આપનાર છે ?

ઉ. સમકીતરૂપ બોધ બીજ.

પ્ર. વળી ધર્મના કેવા છે ?

ઉ. ૧ નાયક, ૨ ધર્મરૂપ રથના સારથી છે.

પ્ર. તીર્થંકરને સારથીની ઓપમા કેમ આપી ?

ઉ. ઘોડા રથને અટવીને રસ્તે લઈ જતાં હોય તો તેહને સારથી સિધે રસ્તે લઇ જાય તેવી રીતે કોઈ જીવ સંસારરૂપી અટવીમાં જતો હોય તો તે તેહને પરમેશ્વર મોક્ષ રૂપ સીધે રસ્તે લઇ જાય.

પ્ર. તીર્થંકરને ચક્રવર્તિની ઓપમા આપવાનું કારણ શું ?

ઉ. જેમ ચક્રવર્તિ રાજા પૂર્વ પશ્ચિમ અને દક્ષિણ એ. ત્રણ દીશાએ લવણ સમુદ્રના કિનારા સુધી અને ઉત્તર દીશાએ ચુલ હેમવંત પર્વત સુધી એવી રીતે ચાર દિશાનો અંત કરનાર છે તેમ તીર્થંકર ચાર ગતિનો અંત કરનાર છે.

પ્ર. સંસારરૂપ સમુદ્રમાં ભય પામેલા પ્રાણીયોને દ્વિપો કિયે ?

ઉ. તીર્થંકર દેવ.

પ્ર તીર્થંકરનું શું નથી હણાયું ?

ઉ. ઉત્તમ જ્ઞાન અને દર્શન.

પ્ર. તીર્થંકરને શું વિત્યું છે ?

ઉ. છદ્મસ્થપણું.

પ્ર. છદ્મસ્થ એટલે શું ?

ઉ. કર્મથી આચ્છાદિત (ઢંકાયલા) પણું.

પ્ર. તીર્થંકરને તરણતારણ શાથી કહ્યા

ઉ. તીર્થંકર પોતે સંસારરૂપ સમુદ્ર તર્યા છે અને બીજાને તારે છે તેથી.

પ્ર. મોક્ષ ગતિ કેવી છે?

ઉ. ૧ ઉપદ્રવ રહિત, ૨ અચળ, ૩ રોગરહિત, ૪ અંત-રહિત, ૫ ક્ષયરહિત, ૬ બાધા પીડારહિત, ૭ જ્યાં ગયા પછી ફરી આ જગતમાં અવતરવું પડે નહિ એવું સાશ્વતું સ્થાનક છે.

પ્ર. આપણે શું ધ્યાવા યોગ્ય છે?

ઉ. સિદ્ધગતિનું નામ.

પ્ર. એ પાઠમાં અરિહંત સિવાય બીજા કોઇની સ્તુતિ છે કે નહિ?

ઉ. હા. છે.

પ્ર. કોંની સ્તુતિ છે?

ઉ. સિદ્ધભગવાનની તથા અંશે અંશે ગુરૂની પણ છે.

પ્ર. એ પાઠ ભણતી વખતે કેવી વિધિ કરવી?

ઉ. ડાબો ઢીંચણ ઉંચો રાખી જમણો ઢીંચણ નીચો રાખી બે હાથ જોડીને તે પાઠ ભણવો.

પ્ર. એ પાઠ અરિહંતને કહેવો હોય તો કેમ બોલવું?

ઉ. "સિદ્ધિ ગઇ નામ ધેયં ઠાણં સંપાવિયો કામસ્સ." એમ કહેવું.

પ્ર. તેહનો અર્થ શું?

ઉ. સિદ્ધગતિનું નામ ધ્યાવા યોગ્ય છે તે સ્થાનકે જે પ્રાપ્ત

થવાના કામી છે.

પ્ર. એ પાઠ સિદ્ધ ભગવંતને કહેવો હોય તો કેમ બોલવું ?

ઉ. સિદ્ધિગઈ નામ ધેયં ઠાણં સંપત્તાણં.

પ્ર. તેહનો અર્થ શું ?

ઉ. સિદ્ધ ગતિનું નામ ધ્યાવા યોગ્ય છે તે સ્થાનકે જે પ્રાપ્ત થયા છે.

પ્ર. તે પાઠ ગુરૂને કહેવો હોય તો કેમ બોલવું ?

ઉ. ત્રીજું નમોથ્થુણં મમ ધમ્મ ગુરૂ ધમ્મ આયરિયસ્સને હોજો એમ કહેવું.

પ્ર. એનો અથ શું ?

ઉ. ત્રીજું નમોથ્થુણં મારા ધર્મગુરૂ, ધર્માચાર્યજીને હોજો.

પ્ર. એ પાઠમાં અરિહંત, સિદ્ધ, અને ગુરૂ એ ત્રણને અનુક્રમે કેમ બોલાય ?

ઉ. પ્રથમ સિદ્ધને પછી અરિહંતને પછી ગુરૂને કહેવું.

પ્ર એ પાઠની સંપદા કેટલી ?

ઉ. નવ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૭૮.

## સામાયિકના આઠમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. આઠમા પાઠનું નામ શું ?

ઉ. સામાયિક પાળવાની વિધિનો.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. પોતાનું સામાયિક વ્રત લીધેલું તેને પાર પહોંચાડયું તેની અંદર કોઈપણ પ્રકારે ચૂક થવાથી પાપ થયું હોય તેનું નિવારણ કરવા વિષે.

પ્ર. તે પાપનું નિવારણ કેમ થાય ?

ઉ પાંચ પ્રકારના અતિચાર ટાળવાથી.

પ્ર. તે પાઠના મૂળ દોષ કેટલા ને ઉત્તર દોષ કેટલા ?

ઉ. ૫. મૂળ દોષ ને ૩૨ ઉત્તર દોષ.

પ્ર. મૂળ દોષ કીયા ?

ઉ. ૧. મન, ૨. વચન, ૩. કાયા, દુષ્ટ પ્રવર્તાવી હોય, ૪. સામાયિક બરાબર કીધું કે નહિ તેની બરાબર ખબર ન રહી હોય, ૫. સામાયિકને પુરૂ થયા વિના પાળ્યું હોય એ પાંચ; તેને અતિચાર પણ કહેવાય છે.

પ્ર. બત્રીસ ઉત્તર દોષ તે કીયા ?

ઉ. ૧૦ મનના, ૧૦ વચનના, ૧૨ કાયાના, એ બત્રીસ.

પ્ર. ૧૦ મનના દોષ તે કિયા ?

ઉ. ૧. ધનનો લોભ કરવો નહિ, ૨. પોતાની કીર્તિ સાંભળી રાજી થવું નહિ, ૩. સામાયિક ઓછું પાળવું નહિ, ૪. કીર્તિ વચનની અભિલાષા કરવી નહિ, ૫. અભિમાન આણવો નહિ, ૬. બીહવું નહિ, ૭. રીસ ચઢાવવી નહિ, ૮. નિયાણું (ધર્મ કમાણીનું ફળ માગી લેવું તે) કરવું નહિ, ૯. સામાયિકના ફળનો સંશય રાખવો નહિ, ૧૦ અવિનય કરવો નહિ, એ દશ દોષ.

પ્ર. ૧૦ વચનના દોષ કિયા ?

ઉ. ૧. કુવચન બોલવું નહિ, ૨. પોતાના ગુણ પ્રકાશવા નહિ, ૩. અજાણ્યું બોલવું નહિ, ૪. અધિક વચન બોલવું નહિ, ૫. સ્વચ્છંદપણે બોલવું નહિ, ૬. પરાયા વાંક દેખવા નહિ, ૭. ચાર વિકથા કરવી નહિ, ૮ ખડ-ખડ કરતાં ભણવું નહિ, ૯. અવ્રતિને આવો જાવ કહેવું નહિ, ૧૦. હસીને છિદ્ર પ્રકાશવું નહિ, એ દસ.

પ્ર. ૧૨ કાયાના દોષ કિયા ?

ઉ. ૧. પગ ઉપર પગ ચડાવવો નહિ, ૨. અસ્થિર આસને બેસવું નહિ, ૩. દ્રષ્ટિ ચંચળ કરવી નહિ, ૪. ઘરના કામ સંભારવા નહિ, ૫. ઓઠીંગણ લેવું નહિ, ૬. આળસ કરવી નહિ, ૭. અંગ મરોડવું નહિ, ૮. પુંજ્યા વિના ખાજ ખણવી નહિ, ૯. ટાચકા વગાડવા નહિ, ૧૦. મેલ ઉતારવો નહિ, ૧૧. પગચંપી કરાવવી નહિ, ૧૨. ઉંઘવું નહિ, એ બાર.

પ્ર. મૂળ દોષ કહેવાનું કારણ શું ?

ઉ. એ પાંચ મૂળદોષ જરૂર જાળવવા અને ૩૨ ઉત્તર દોષ વિશેષે જાળવવાથી વ્રત વિશેષ નિર્મળ થાય.

પ્ર. એ વ્રત મૂળમાંથી કિયો દોષ લાગવાથી ભાંગે ?

ઉ. અણાચાર.

પ્ર. અતિક્રર્મ એટલે શું ?

ઉ. કોઈ અયોગ્ય વસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા.

પ્ર. વ્યતિક્રર્મ એટલે શું ?

ઉ. તે અયોગ્ય ઇચ્છીત વસ્તુને ગ્રહણ કરવા ચાલ્યો તે.

પ્ર. અતિચાર એટલે શું ?
ઉ. તે અયોગ્ય ઇચ્છિત વસ્તુને ગ્રહણ કરી પણ ભોગવી નથી.
પ્ર. અણાચાર એટલે શું ?
ઉ. તે અયોગ્ય ઇચ્છીત વસ્તુને ભોગવી તે.
પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?
ઉ. ૩૭૨.

ઇતિશ્રી સામાયિકનાં પ્રશ્નોત્તર સમાપ્ત

---

# પ્રતિક્રમણનાં પ્રશ્નોત્તર.

પ્ર. પ્રતિક્રમણ એટલે શું ?

ઉ. પાપ કર્મથી નિવર્તવું તે.

## પ્રતિક્રમણના પહેલા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. પહેલા પાઠનું નામ શું ?

ઉ. ઈચ્છામિણં ભંતે.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. ગુરૂ પાસે પ્રતિક્રમણ પ્રારંભવાની આજ્ઞા માગવા વિષે.

પ્ર. દિવસ સંબંધી શું પાપ લાગ્યું હોય ?

ઉ. ૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર, ૪ તપના અતિચારો.

પ્ર. તેને શું કરવું ?

ઉ. તે અતિચાર ચિંતવાને અર્થે કાયોત્સર્ગ કરવો.

પ્ર. કાયોત્સર્ગ કોની આજ્ઞાથી કરવો ?

ઉ. ભગવંતની તથા ગુરૂની.

પ્ર. જ્ઞાન એટલે શું ?

ઉ. જાણવું.

પ્ર. દર્શન એટલે શું ?

ઉ. શુદ્ધ શ્રદ્ધા.

પ્ર. ચારિત્ર એટલે શું ?

ઉ. નવાં પાપકર્મ આવતાં રોકવાં.

પ્ર. તપ એટલે શું ?

ઉ. જૂનાં કર્મનો નાશ કરવો.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. સતાવન.

## પ્રતિક્રમણના બીજા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. બીજા પાઠનું નામ શું ?

ઉ. ઇચ્છામિઠામિ કાઉસગ્ગ.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. દિવસ સંબંધી અતિચાર લાગ્યા હોય તેનું ચિંતવન કરી કાયોત્સર્ગે સ્થાપન કરવા વિષે.

પ્ર. દિવસ સંબંધીમાં કેટલા બોલ આચરવા ?

ઉ. નવ.

પ્ર. તે નવનાં નામ શું ?

ઉ. ૧. ગુરૂ સમીપે બેસવાથી અવિનય થયો હોય, ૨. ગુરૂના સામુ બોલાયું હોય, ૩. મને કરી ગુરૂ ઉપર દ્વેષ કર્યો હોય, ૪. ઉત્સૂત્ર પરૂપ્યુ હોય, ૫. જૈન માર્ગ તજી બીજો કુમાર્ગ પકડ્યો હોય, ૬. ન ભોગવવાની વસ્તુ ભોગવી હોય, ૭. ન કરવાનું કામ કર્યું હોય, ૮. માઠું ધ્યાન ધર્યું હોય, ૯. માઠી ચિંતવણા કરી હોય એ નવ.

પ્ર. એ નવ બોલનું શું કરવું ?

ઉ. આચરવા નહિ.

પ્ર. તે કોને આચરવા નહીં ?

ઉ. શ્રાવકને.

પ્ર. શ્રાવકનો કેટલા વ્રત રૂપ ધર્મ છે ?

ઉ. બાર વ્રત રૂપ.

પ્ર. તે કિયાં કિયાં ?

ઉ પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત ને ચાર શિક્ષાવ્રત.

પ્ર. પાંચ અણુવ્રત તે કીયાં ?

ઉ. ૧-૨-૩-૪-૫-એ પાંચ વ્રત.

પ્ર. ત્રણ ગુણવ્રત તે કીયાં ?

ઉ. ૬-૭ ૮ એ ૩ વ્રત.

પ્ર. ચાર શિક્ષાવ્રત તે કિયાં ?

ઉ. ૯-૧૦-૧૧-૧૨. એ ચાર વ્રત.

પ્ર. અણુવ્રત કહેવાનુ કારણ શું ?

ઉ. સાધુના પાંચ મહાવ્રત છે તેહનાથી અધુરા વ્રત તેથી.

પ્ર. ગુણવ્રત કહેવાનુ કારણ શું ?

ઉ ઉપયોગ રાખી મર્યાદારૂપ ગુણ ધારણ યુક્ત છે તેથી.

પ્ર. શિક્ષા વ્રત કહેવાનું કારણ શું ?

ઉ. ઉપર ટોચના વ્રત છે તથા શિખામણરૂપ વ્રત છે તેથી.

પ્ર. બાર વ્રતમાં એકાંત નિર્વંધ કમાણીરૂપ વ્રત કેટલાં ?

ઉ. ૯-૧૦-૧૧-૧૨. એ ચાર.

પ્ર. એ બાર વ્રતરૂપ ધર્મને શું કર્યું હોય ?

ઉ. કોઇ પ્રકારની વિરાધના તથા ખંડના કીધી હોય.

પ્ર. તેનું નિવારણ કેમ થાય ?

ઉ. મિચ્છામી દુક્કડં પ્રમુખ આલોવણા લેવાથી.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. એક સો ને ત્રેપન.

## પ્રતિક્રમણના ત્રીજા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. ત્રીજા પાઠનું નામ શું ?

ઉ. ઉચ્છામિ ખમાસમણો.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. મુનિ પાસે આવર્તન દેવાની આજ્ઞા માગવા વિષે.

પ્ર. તે શા માટે આવર્તન દેવા ?

ઉ. આપણાથી કોઈ પ્રકારે અપરાધ થયો હોય તે માફી કરાવવા માટે.

પ્ર. તે મુનિ કેવા છે ?

ઉ. પાંચ ઇંદ્રિઓ જેણે જીતેલી છે અને ક્ષમાદિક ધર્મના ધારક છે.

પ્ર. તે મુનિનો શો અપરાધ કર્યો હોય ?

ઉ. પોતાની કાયાએ કરી મુનિના શરીરને સ્પર્શવાથી કિલામના ઉપજાવી હોય.

પ્ર. તે અપરાધને શું કહેવાય ?

ઉ. આશાતના.

પ્ર. તે આશાતના કેટલા પ્રકારની છે ?

ઉ. તેત્રીસ પ્રકારની તથા બીજી.

પ્ર. તેમાં મૂખ્ય કેટલી પ્રકારની આશાતના કીધી હોય ?

ઉ. સાત પ્રકારની.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. મુનિના ઉપર મન માઠું પ્રવર્તાવ્યું હોય, ૨. મુનિને કુવચન બોલાયું હોય, ૩. મુનિના ઉપર કાયા માઠી પ્રવર્તાવી હોય, ૪. મુનિના ઉપર ક્રોધ કર્યો હોય; મુનિની સાથે માન કીધું હોય, ૬. મુનિની સાથે કપટ કીધું હોય, ૭. મુનિની પાસે લોભ કર્યો હોય, એ સાત.

પ્ર. તે આશાતના ક્યારે કીધી હોય ?

ઉ. દિવસે તથા રાત્રીએ.

પ્ર. તે કેવી કરણી કરતી વખતે આશાતના કરી હોય ?

ઉ. અવશ્ય ધર્મ કરણી કરતાં આશાતના ૩૫ અતિચાર લાગ્યો હોય.

પ્ર. તે આશાતનાનો દોષ નિવર્તન કેમ થાય ?

ઉ. ૧૨ આવર્તન દેવાથી.

પ્ર. બાર આવર્તન કીયાં ?

ઉ. ૧. અહો, ૨. કાયં, ૩. કાય, ૪. જતાભે, ૫. જવણી. ૬. જંચંભે, પહેલા ખમાસમણાના ૬ અને ૭ બીજા ખમાસમણાના, એ મળી બાર.

પ્ર. એ બાર આવર્તન કેવી રીતે દેવાં?

ઉ. પહેલા ત્રણ આવર્તનનો શબ્દ આવે તે વખતે સાડા-ત્રણ હાથની મર્યાદા અંદર આવવું અને બીજા ત્રણ આવર્તનનો શબ્દ આવે ત્યારે બાહીર નીકળી સાડાત્રણ હાથની હદ ઉપર આવવું એવી રીતે બન્ને ખમાસમણા દેતી વખતે કરવું.

પ્ર. ગુરૂ કેવા ગુણવાળા છે?

ઉ. સંયમરૂપ યાત્રાવંત પાંચ ઇંદ્રિઓ અને મન જેણે જીતેલાં છે.

પ્ર. ગુરૂ પાસે આપણે અપરાધ કેવી રીતે માફ કરાવવો?

ઉ. હે ક્ષમાવંત પૂજ્ય! તમારી કાયાને મારી કાયાએ સમ્યક્ પ્રકારે ફરસતાં ( અડતાં ) મેં આપને થોડું અથવા ઘણું દુઃખ ઉપજાવ્યું હોય તથા ખોટા ઉપચાર કરવે સૂત્ર ધર્મ અને ચારિત્ર ધર્મ ઓલંઘવે કરી દિવસ સંબંધી તથા રાત્રી સંબંધી કોઇ પણ અવિનય આશાતના કરી હોય તે મન વચન કાયાના બહુ શુભ યોગે કરી ખમાવું છું, આપ ખમવા યોગ્ય છો.

પ્ર. વળી તે આશાતના થઇ હોયતો ગુરૂને શું કહેવું?

ઉ. હે ક્ષમાવંત ગુરૂ! તે પૂર્વે કરેલો અપરાધ આત્માની સાક્ષીએ નિંદુ છું, ગુરૂની સાક્ષીએ ગર્હા કરૂં છું, અને પાપકારી આત્માને તજુ છું.

પ્ર. પછી ગુરૂને શું કહેવું?

ઉ. હવેથી તે અપરાધ હું નહીં કરૂં.

પ્ર. ખમાવું છું એટલે શું ?

ઉ. માફી માગું છું.

પ્ર. ખમવા યોગ્ય છે। એટલે શું ?

ઉ. માફી કરવા યોગ્ય છે।.

પ્ર. ખમત એટલે શું ?

ઉ. આપણા અપરાધની માફી માગવી.

પ્ર. ખામણાં એટલે શું ?

ઉ. આપણા અપરાધીને માફી આપવી.

પ્ર. આશાતના કરવાથી શું થાય ?

ઉ. જ્ઞાનનો નાશ થયાથી અજ્ઞાની થઈ મરી દુર્ગતિમાં જાય છે તથા ભાર ઉપાડનાર ઘોડાં, ગધેડાં, બળદ, પાડા, ઊંટ વિગેરે દુઃખી પશુનો તથા હંમેશા કચરાય તેવી વનસ્પતિનો અવતાર પ્રાપ્ત થાય છે.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. મન વચન કાયાએ કરી ગુરૂનો વિનય કરવો અને કોઈ-પણ પ્રકારે તેને દુઃખ ઉપજાવવું નહિ.

પ્ર. ગુરૂ શિવાય બીજાનો વિનય કરવો કે કેમ ?

ઉ. હા, કરવો.

પ્ર. કોંનો કરવો ?

ઉ. માતા, પીતા, સાસુ, સસરા, પતિ, વિદ્યાગુરૂ, આપણું ભરણ પોષણ કરનાર વૃદ્ધ, રોગી, આપણાથી વડીલ

અને દુઃખી હોય એ તમામનો વિનય કરવો.

પ્ર. કેવો વિનય કરવો ?

ઉ. ઉચિત્ત કરવો.

પ્ર. ઉચિત્ત એટલે શું ?

ઉ. લાયક, નીતિપણું.

પ્ર. માતા પીતાદિક કહે તે કામ આપણે કરવું કે નહિ ?

ઉ. હા, કરવું પણ ઉચિત્ત કામ કરવું અને અનુચિત્ત કામ કરવું નહિ.

પ્ર. અનુચિત્ત એટલે શું ?

ઉ. નાલાયક, અનીતિપણું.

પ્ર. તે કેવી રીતે સમજવું ?

ઉ. આપણા માતા પીતાદિક ચોરી યારી વિગેરે અનીતિનાં કામ કરતાં હોય તે કામ કરવા આપણને ફરમાવે તો કરવું નહિ અને તે ન કરે તો અવિનિત ગણાય નહિ.

પ્ર. માતા પીતાદિકનો કેવી રીતે વિનય કરવો ?

ઉ. પ્રભાતે ઉઠી નમસ્કાર કરી ત્હેના હુકમને આધિન રહી ત્હેની સેવાભક્તિ કરી ત્હેને સંપૂર્ણ સંતોષ ઉપજે તેમ વર્તવું.

પ્ર. માતા પીતાદિકનો વિનય કરવાથી શું થાય ?

ઉ. કોઇપણ જાતનો ધર્મ ન કરે અને ફક્ત માતા પીતાનો વિનય કરે તો પણ ચૌદ હજાર વર્ષને આઉખે દેવતા થાય.

પ્ર. ગુરૂ કેવા છે ?

ઉ. આપણને મોક્ષ માર્ગ બતાવવાથી પૂરે પૂરા ઉપકારી છે.

પ્ર. ગુરૂનો કેવા પ્રકારનો વિનય કરવો ?

ઉ. ૧. પોતાના આસન ઉપર બેઠા થકાં ગુરૂને પ્રશ્નાદિક પૂછવું નહી, ૨. ગુરૂને ટુંકારાથી અથવા તુચ્છ (હલકા) શબ્દથી બોલાવવા નહી, ૩. ગુરૂથી ઉંચે આસને બેસવું નહી, ૪. ગુરૂ પાસે અડીને બેસવું અથવા ઉભું રહેવું નહિ, ૫. ગુરૂની પાસે પલાંઠીવાળી અથવા સામા લાંબા પગ કરી બેસવું નહિ, ૬. અભિમાનથી પ્રશ્નાદિક પુછી ગુરૂને ખીષ્ટ કરવા નહિ, ૭. ગુરૂના પુંઠ પાછળથી અવગુણ બોલવા નહિ, ૮. ગુરૂ બહારથી આવે અથવા ઉભા થાય તો તેજ વખતે ઉભા થઈ પધારો કહી વંદન કરવું, ૯. ગુરૂનો દોષ નહી દેખતાં ત્હેના ગુણ ગ્રાહક થવું, ૧૦. ગુરૂના સામું નહી બોલતા મધુર વચને બોલી ગુરૂને સંતોષ ઉપજાવવો અને ગુરૂનું વાકય પ્રમાણ કરવું ઈત્યાદિક વિનય કરવો.

પ્ર. ઉપર મુજબ માતા પીતાદિકનો વિનય કરવો કે નહિ ?

ઉ. હા કરવો.

પ્ર. ગુરૂને પ્રશ્નાદિક કેવી રીતે પૂછવું ?

ઉ. ત્રણવાર પંચ અંગ નમાવી વંદન કરી પૂછવું.

પ્ર. એવા પ્રકારનો વિનય કરવાથી શું ફળ થાય ?

ઉ. આ ભવ તથા પરભવને વિષે સુખની પ્રાપ્તિ મેળવી અજ્ઞાનરૂપ તીમીર દૂર કરી ઝટ કેવળજ્ઞાન રૂપી કમળા

(લક્ષ્મી) વરિને જન્મ મરણના બંધનથી મુક્ત થઇ અક્ષય પદ પ્રાપ્ત કરે.

**પ્ર.** એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. બસો ને ત્રીસ.

---

## પ્રતિક્રમણના ચોથા પાઠનાં પ્રશ્નોત્તર.

**પ્ર.** ચોથા પાઠનું નામ શું ?

ઉ. આગમે તિવીહે.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. શાસ્ત્રાધ્યયન કરતાં અતિચાર લાગેલ હોય તેનું નિવારણ કરવા વિષે.

**પ્ર.** શાસ્ત્ર કેટલા પ્રકારનાં ને તે કિયાં કિયાં ?

ઉ. ૩ પ્રકારનાં. તે ૧ સૂત્ર, ૨ અર્થ, ૩. સૂત્રાર્થ.

**પ્ર.** શાસ્ત્રનું બીજું નામ શું ?

ઉ. આગમ.

**પ્ર.** તે શાસ્ત્ર કેવી રીતે ભણવું ?

ઉ. અતિચારાદિક દુષણોને ટાળીને.

**પ્ર.** તે અતિચાર કેટલા છે ને કિયા કિયા ?

ઉ. ૧૪, તે ૧. આઘા પાછા શબ્દ બોલાયા હોય, ૨. ધ્યાન વિના વચન સ્ખલીત (તુટક) બોલાયું હોય; ૩. અક્ષર ઓછો બોલાયો હોય, ૪. અક્ષર અધિક બોલાયો હોય,

૫. પદ ઓછું બોલાયું હોય, ૬. વિનયરહિત ભણાયું હોય, ૭. મન, વચન ને કાયાના જોગ ઠેકાણે રાખ્યાવિના બોલાયું હોય, ૮. શુદ્ધ ઉચ્ચારવિના બોલાયું હોય, ૯. અવિનિતને જ્ઞાન દીધું હોય, ૧૦. અવિનિતપણે જ્ઞાન લીધું હોય, ૧૧. અકાળ વખતે શાસ્ત્રાધ્યયન કર્યું હોય, ૧૨. કાળ વખતે શાસ્ત્રાધ્યયન ન કર્યું હોય, ૧૩. કોઇ મળ મૂત્રાદિકથી અપવિત્ર જગ્યા હોય ત્યાં શાસ્ત્રાધ્યયન કર્યું હોય, ૧૪. શુદ્ધ પવિત્ર જગ્યાએ શાસ્ત્રાધ્યયન ન કર્યું હોય, એ ૧૪.

પ્ર. તે દોષ ટાળવાનું કારણ શું ?

ઉ. શાસ્ત્રની આશાતના ન થાય માટે.

પ્ર. આશાતનાથી શું દોષ ?

ઉ. અનંત જન્મમરણ વધારી ચતુર્ગતિમાં ભ્રમણ થાય તે.

પ્ર. જ્ઞાનના આચાર કેટલા ?

ઉ. આઠ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. જ્ઞાન ૧ કાળે ભણવું, ૨ વિનયથી ભણવું, ૩ બહુ માનથી ભણવું, ૪ ઉપધ્યાન, (તપ)થી ભણવું. ૫ અર્થને તથા ગુરૂને ગોપવવા નહિ, ૬ અક્ષર શુદ્ધ બોલવો, ૭ અર્થ શુદ્ધ બોલવો, ૮ અક્ષરાર્થ શુદ્ધ બોલવો, એ આઠ.

પ્ર. જ્ઞાનના કેટલા ભેદ ?

ઉ. એકાવન.

પ્ર. તે સંક્ષેપમાં કહો.

ઉ. ૨૮ મતિજ્ઞાનના, ૧૪ શ્રુત જ્ઞાનના, ૬ અવધિ જ્ઞાનના, ૨ મનપર્યંવ જ્ઞાનના, ૧ કેવળજ્ઞાનનો; એવં ૫૧ ભેદ.

પ્ર. જ્ઞાન ભણુતા શું સાચવવું ?

ઉ. ૩૨ અસજ્ઝાય.

પ્ર. અસજ્ઝાય એટલે શું ?

ઉ. શાસ્ત્ર વાંચવા ભણવાનો અયોગ્ય વખત તે.

પ્ર. તે ૩૨ અસજ્ઝાયનાં નામ શું ?

ઉ. ૧ તારો ખરે, ૨ દીશા રાતી હોય, ૩ વાદળમાં ગાજ હોય, ૪ અકાળે વીજળી હોય, ૫ કાટકો થાય, ૬ શુક્લપક્ષની બીજના દિવસે ચાર ઘડી રાત્રી સુધી, ૭ દેવતાનો ઉપદ્રવ હોય, ૮ ધુમ્મર ઘણી વરસતી હોય, ૯ મેઘરવો વરસે તથા હીમ વરસે, ૧૦ પવન ઘણો ચાલે ને રજ ઘણી ઉડે, ૧૧ હાડકું પડયું હોય, ૧૨ માંસ પડયું હોય, ૧૩ રૂધીર પડયું હોય, ૧૪ વિષ્ટાદિક અશુચી વસ્તુ પડી હોય, ૧૫ મસાણ બળતું હોય, ૧૬ સૂર્યનું ગ્રહણ હોય, ૧૭ ચંદ્રમાનું ગ્રહણ હોય, ૧૮ મોટો નર પડે, ૧૯ રાજા માંહોમાંહી યુદ્ધ કરતા હોય, ૨૦ પચેન્દ્રિ જીવનું કલેવર પડયું હોય, ૨૧ અષાડ સુદ ૧૫, ૨૨ અસાડ વદ પડવો, ૨૩ ભાદરવા શુદ ૧૫, ૨૪ ભાદરવા વદ પડવો, ૨૫ કારતક સુદ ૧૫, ૨૬ કારતક વદ પડવો, ૨૭ ચૈત્ર શુદી ૧૫, ૨૮

ચૈત્ર વદ પડવો, ૨૯ સંધ્યા વખતની બે ઘડી, ૩૦ મધ્યરાત્રીની બે ઘડી, ૩૧ પ્રભાતની બે ઘડી, ૩૨ મધ્યાનની બે ઘડી, એ ૩૨.

પ્ર. એ બત્રીસ અસજ્ઝાય ટાળવાનું કારણ શું ?

ઉ. શાસ્ત્રની આશાતનાનું પ્રાયશ્ચિત આપણને ન લાગે તથા દેવતાનો ઉપસર્ગ ન થાય તેથી.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. એકસો ને બોંતેર.

---

## પ્રતિક્રમણના પાંચમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. પાંચમા પાઠનું નામ શું ?

ઉ. દર્શન સમકિત.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. સમકિત નિર્મળ કરવા વિષે.

પ્ર. સમકિત એટલે શું ?

ઉ. સત્યાસત્યનો નિર્ણય કરી સત્ય વસ્તુને ગ્રહણ કરી અસત્ય વસ્તુને તજી દેવી અને શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ, શુદ્ધ ધર્મ તેહની ધારણા કરવી તે.

પ્ર. સત્યાસત્યનો નિર્ણય કોંણયેં કર્યો છે ?

ઉ. અરિહંતદેવે તથા તેહના પરૂપેલા માર્ગ પ્રમાણે વર્તવાવાળાએ.

પ્ર. શુદ્ધ દેવ તે કોંણ ?

ઉ. અરિહંતદેવ તથા સિદ્ધ ભગવંત.

ઉ. શુદ્ધ ગુરૂ તે કોંણ ?

ઉ. નિર્ગ્રંથ કંચન કામનીના ત્યાગી, ૨૭ ગુણે કરી યુક્ત.

પ્ર. નિર્ગ્રંથ એટલે શું ?

ઉ. ગાંઠ રહિત.

પ્ર. કેટલા પ્રકારની ગાંઠ છે ?

ઉ. ત્રેવીશ પ્રકારની.

પ્ર. તેમાં અભ્યંતરની કેટલી ? ને બાહીરની કેટલી ?

ઉ. ૧૪ અભ્યંતરની અને ૯ બાહીરની.

પ્ર. ૧૪ અભ્યંતરની તે કેઇ ?

ઉ. ૧ મિથ્યાત્વ, ૨ ક્રોધ, ૩ માન, ૪ માયા, ૫ લોભ, ૬ હાસ્ય, ૭ રતી, ૮ અરતી, ૯ ભય, ૧૦ શોક, ૧૧ જુગુપ્સા ( નિંદા, ) ૧૨ સ્ત્રી વેદનો વિકાર, ૧૩ પુરૂષ વેદનો વિકાર, ૧૪ નપુંસક વેદનો વિકાર, એ ૧૪.

પ્ર. બાહીરની ૯ તે કેઇ ?

ઉ. ૧ ક્ષેત્ર વાડી પ્રમુખ ઉઘાડી જમીન, ૨ બાંધેલી જમીન ઘર પ્રમુખ, ૩ રૂપું, ૪ સૂવર્ણ તે સોનું ઝવેરાત વિગેરે, ૫ ધન તે જેહના ઉપર રાજાની મોહોર છાપ પડી હોય તે રોકડ નાણું, ધાન્ય તે ૨૪ પ્રકારનું અનાજ, ૭ બે પગવાળા મનુષ્ય તથા પક્ષી, ૮ ચાર પગવાળા પશુ, ૯ ઘર વખરી, એ નવ.

પ્ર. એ ૨૩ પ્રકારની ગાંઠ રહિત હોય તેહને શું કહીએ?

ઉ. શુદ્ધ ગુરૂ.

પ્ર. શુદ્ધ ધર્મ તે કીયો?

ઉ. જૈન.

પ્ર. એ ધર્મને શુદ્ધ કહેવાનું કારણ શું?

ઉ. જેમાં કેવળી મહારાજે દયા, વિનય, નીતિનો માર્ગ, સંપૂર્ણ પરૂપેલો છે, તેથી.

પ્ર. એ ત્રણ તત્વને સત્ય કરી માનવાથી શું કહેવાય?

ઉ. સમકિત.

પ્ર. તે સમકિતના લક્ષણ કેટલાં?

ઉ. પાંચ.

પ્ર. તે પાંચનાં નામ શું?

ઉ. ૧. સમ, ૨ સંવેગ, ૩ નિર્વેગ, ૪ અનુકંપા, ૫. આસ્તા, એ પાંચ.

પ્ર. સમ એટલે શું?

ઉ. સમ્યક્ પ્રકારે નવતત્વાદિકનું સ્વરૂપ જાણવું તે (અહીં આ સમ એટલે સમભાવ રાખવો એમ પણ કેટલાક કહે છે.

પ્ર. સંવેગ એટલે શું?

ઉ. વૈરાગ્ય દશા.

પ્ર. નિર્વેગ એટલે શું?

ઉ. પાંચ ઇંદ્રિઓના વિષયથી વિરકત થવું તે.

પ્ર. અનુકંપા એટલે શું ?

ઉ. સર્વ જીવો ઉપર દયા રાખવી તે.

પ્ર. આસ્તા એટલે શું ?

ઉ. દેવ અરિહંત ગુરૂ નિર્ગ્રંથ ને કેવળી પ્રણીત જૈનધર્મની શ્રદ્ધા રાખવી તે.

પ્ર. એ પાચ લક્ષણુ કહેવાનું કારણુ શું ?

ઉ. એ પાંચ માંહીલો કોઇ પણુ ગુણુ પ્રાપ્ત થવાથી જીવને સમકિત પામવાને યોગ્ય થવું તે.

પ્ર. એ પાંચ માંહીનું એક લક્ષણુ આવે તો સમકિતી કહેવાય કે નહિ.

ઉ. એકથી સમકિતી કહેવાય નહી.

પ્ર. ત્યારે સમકિતી ક્યારે કહેવાય ?

ઉ. એ પાંચે લક્ષણુ પ્રાપ્ત થવાથી.

પ્ર. સમકિતી શાથી કહેવાય ?

ઉ. આચારથી.

પ્ર. આચાર કેટલા છે ?

ઉ. આઠ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. જીન વચનમાં સંશય નહિ, ૨. અન્ય મતની ઇચ્છા નહિ, ૩. કરણીના ફળનો સંશય નહિ, ૪, પર પાખંડીના આડંબરે મુંઝાય નહી, ૫. સ્વધર્મિંની પ્રશંસા કરે ને સીદાતાને સહાય કરે, ૬. કોઇ ધર્મથી પડતો

હોય તેને આધાર આપે, ૭. સ્વધર્મિની ભક્તિ કરે, ૮. જૈનધર્મને દીપાવે એ આઠ.

પ્ર. સમકિતીને દરેક વ્રતમાં કેટલી છીંડીનો આગાર છે ?

ઉ. છ છીંડીનો.

પ્ર. છીંડી એટલે શું ?

ઉ. મોટે રસ્તે અડચણ આવે તો નાની ગલીના રસ્તે જવું તે.

પ્ર. તે છ છીંડીનાં નામ શું ?

ઉ. ૧. રાજાને કારણે, ૨. માતા પિતાને કારણે, ૩. નાતને કારણે, ૪. દેવતાને કારણે, ૫. બળાત્કારને કારણે, ૬. પરવશપણે અટવી વખાને કારણે.

પ્ર. એ છ છીંડી રાખવાનું કારણ શું ?

ઉ. જે કામ કરવાની બંધી કરી છે તે કામ ઉપરના છ કારણે કરવું પડે તો તેનું વ્રત ત્રુટતુ નથી.

પ્ર. આપણે ઘણી જરૂર શેની છે ?

ઉ. સમકિતની.

પ્ર. તે સમકિતનું રક્ષણ કેમ થાય ?

ઉ. પાંચ પ્રકારના દુષણો ટાળવાથી.

પ્ર. તે પાંચ દુષણનાં નામ શું ?

ઉ. ૧. જીન વચનમાં સંશય રાખવો નહી, ૨. અન્ય માર્ગની ઇચ્છા કરવી નહી, ૩. કરણીના ફળનો સંશય રાખવો નહિ, ૪. બીજા પાખંડ મતના વખાણ કરવાં નહિ, પરપાખંડીનો ધર્મ નિમિત્તે પરિચય કરવો નહિ એ પાંચ.

પ્ર. એ પાંચ દુષણ ટાળવાથી સમકિત કેવું થાય ?

ઉ. નિર્મળ થાય.

પ્ર. સમકિત નિર્મળ વડે જીવ કેટલા ભવે મોક્ષમાં જાય ?

ઉ. કમતીમાં કમતી ત્રીજે ભવે અને ઘણામાં ઘણા પંદર ભવે મોક્ષમાં જાય.

પ્ર. સમકિતના કેટલા ભેદ છે !

ઉ. ૬૭ છે.

પ્ર. તે સડસઠમાં પેહેલા બોલમાં શું કરવું ?

ઉ. સદહણા.

પ્ર. સદહણા કેટલી ?

ઉ. ચાર

પ્ર. તે ચારનાં નામ શું ?

ઉ. ૧ જીવાદિક પદાર્થ જાણવાને માટે અભ્યાસ કરવો, ૨ તત્વના જાણ આચાર્યાદિકની સેવા કરવી, ૩ છતા પદાર્થ ગોપવી પોતાનો મત ચલાવે તે નિન્હવાદિકનો પરિચય ટાળવો ૪ કુદર્શનીનો સંગ વર્જવો એ ચાર.

પ્ર. બીજે બોલે શું કરવું ?

ઉ. ત્રણ ચિન્હ ધારણ કરવાં ?

પ્ર. તે ત્રણ ચિન્હનાં નામ શું ?

ઉ. ૧ જેમ રાગના જાણ કીંનરદેવતા સંગીત ઉપર ચિત્ત દિયે તેમ ગુરૂના ઉપદેશ ઉપર ચિત્ત દીયે, ૨ જેમ ભુખ્યો અનની ઇચ્છા કરે તેમ ધર્મની ઇચ્છા કરે, ૩

આચાર્યાદિકની સેવા કરી ચિત્ત પ્રસન્ન કરી સમાધી ઉપજાવે એ ત્રણ

પ્ર. ત્રીજે બોલે શું કરવું ?

ઉ. દશ જણનો વિનય કરવો.

પ્ર. તે દશ જણનાં નામ શું ?

ઉ. ૧ અરિહંતદેવની ભક્તિ કરે ૨ સિદ્ધ ભગવંતની સ્તુતિ કરે ૩ આચાર્યની ભક્તિ કરે ૪ ઉપાધ્યાયની ભાક્ત કરે ૫ સાધુની ભક્તિ કરે ૬ સંઘની ભક્તિ કરે ૭ કોઈના અવર્ણવાદ ન બોલે ૮ જ્ઞાનનું બહુમાન કરે ૯ ધર્મનું બહુમાન કરે ૧૦ સમકીત દષ્ટિની ભક્તિ કરે એ દશ.

પ્ર. ચોથે બોલે શું કરવુ ?

ઉ. ત્રણ સિદ્ધિ કરવી.

પ્ર. ત્રણ સિદ્ધિનાં નામ શું ?

ઉ. અરિહંત અને સિદ્ધને દેવ કરી જાણવા ૧ સુ સાધુને ગુરૂ જાણવા ૨ ક્ષમા દયારૂપ ધર્મ સત્ય કરી માનવો ૩ એ ત્રણ

પ્ર. પાંચમે બોલે શું કરવું ?

ઉ. પાંચ દુષણ ટાળવાં.

પ્ર. તે પાંચ દુષણનાં નામ શું ?

ઉ. જીનેંદ્ર પ્રભુનાં વાકયમાં સંશય ન કરે ૧ પરદર્શનીની ઇચ્છા ન કરે ૨ કરેલા શુભાશુભ કૃત્યનું ફળ હશે કે

નહી એવો સંશય ન કરે ૩ પરદર્શનીની પ્રસંશા ન કરે ૪ પરદર્શનીનો ધર્મ નિમિત્તે પરિચય ન કરે ૫ એ પાંચ.

પ્ર. છઠે બોલે શું કરવું ?

ઉ. આઠ પ્રભાવના કરવી.

પ્ર. પ્રભાવના એટલે શું ?

ઉ. જૈનશાસન દીપાવવું તે.

પ્ર. તે આઠ પ્રભાવનાનાં નામ શું ?

ઉ. પ્રવચન સિધ્ધાંતનો પ્રતિબોધ દઈ જૈનશાસન દીપાવે ૧ ધર્મ કથા કહી જૈનશાસન દીપાવે ૨ બાદર દ્દષ્ટાંત કહી જૈનશાસન દીપાવે ૩ સાધુજીના અનેક ગુણ કહી જૈનશાસન દીપાવે ૪ તપ કરી જૈનશાસન દીપાવે ૫ લબ્ધિથી જૈનશાસન દીપાવે ૬ તિર્થંકરની ઋધ્ધિ કહી જૈનશાસન દીપાવે ૭ અનેક કથા ઉપદેશ દઈ જૈન-શાસન દીપાવે એ આઠ.

પ્ર. સાતમે બોલે શું કરવુ ?

ઉ. સમકિતનાં પાંચ ભુષણ ધારણ કરવાં.

પ્ર. તે પાંચ ભુષણનાં નામ શું ?

ઉ. જૈનશાસનને વિષે ચતુરાઇ કરે ૧ જૈનશાસન દીપાવે ૨ સાધુની સેવા કરે ૩ અનેરાને ધર્મમાં સ્થીર કરે ૪ સ્વધર્મિની ભક્તિ કરે ૫ એ પાંચ

પ્ર. આઠમે બોલે શું કરવું ?

ઉ. પાંચ લક્ષણ ધારણ કરવાં.

પ્ર. તે પાંચ લક્ષણનાં નામ શું ?

ઉ. સમતા ઘણી કરે ૧, વૈરાગ્ય વાસના ઘણી કરે ૨, મોક્ષાભિલાષી હોય ૩, પર જીવને દુ:ખી દેખી તનથી, મનથી ને ધનથી અનુકંપા કરે ૪, આસ્થાવંત હોય ૫ એ પાંચ લક્ષણ જાણવાં.

પ્ર. નવમે બોલે શું કરવું ?

ઉ. છ જતન કરવાં.

પ્ર. તે છ જતનનાં નામ શું ?

ઉ. અન્ય તીર્થિના ગુરૂને ન વાંદે ૧, અન્ય તીર્થિના ગુણ· ગ્રામ ન કરે ૨. અન્ય તીર્થિએ અણબોલાવ્યે બોલે નહી ૩, અન્યતીર્થિ સાથે વારંવાર સંલાપ ન કરે ૪, અન્ય તીર્થિને ગુરૂ જાણી અશનાદિક ન દીયે ૫, અન્ય તીર્થિને ગુરૂની પેરે અથવા ગુરૂ જાણી વસ્ત્રાદિક ન દીયે ૬, એ છ જતન જાણવાં.

પ્ર. દશમે બોલે શું કરવું ?

ઉ. છ છીંડીનો આગાર રાખવો.

પ્ર. છીંડી એટલે શું ?

ઉ. મોટે રસ્તે અડચણ હોય તો ગલીને રસ્તે જવું તે.

પ્ર. તે છ છીંડીના આગારનું નામ શું ?

ઉ. રાજાના કહેવાથી બીજાને નમવું પડે અથવા કાંઇ કરવું પડે તો આગાર ૧. જ્ઞાતિ સ્વજનાદિક ગણ (ઘણા) ના

કહેવાથી આગાર ૨. દેવતાને કારણે આગાર ૩. માત પીતાના કહેવાથી આગાર ૪. અટવીમાં અથવા દુર્ભિક્ષ પડયે આગાર ૫. બલાત્કારે કોઈ હઠ પકડે તો આગાર ૬ એ છ કારણે દરેક વ્રતમાં આગાર જાણવો.

પ્ર. અગ્યારમે બોલે શું કરવું ?

ઉ. સમકીતની છ ભાવના જાણવી.

પ્ર. તે છ ભાવનાનું નામ શું ?

ઉ. પ્રથમ ધર્મનું કારણ તે સમકીત છે ૧. ધર્મરૂપ નગરનો બ્હાર (શોભા) તે સમકિત છે ૨. ધર્મનો પાયો તે સમકીત છે ૩. ધર્મ જગતને આધાર તે સમકિત છે ૪. ધર્મ રૂપ સુખનો પીતા તે સમકિત છે ૫. સર્વવૃત્તિ દેશવૃત્તિરૂપ રતન તે સમકિત છે ૬. એ છ ભાવના જાણવી.

પ્ર બારમે બોલે શું કરવું ?

ઉ છ સ્થાનક જાણવાં.

પ્ર. તે છનાં નામ શું ?

ઉ. જીવાદિક નવ પદાર્થ ચિંતવે ૧. જીવ ઉત્પત્તિ વિનાશ રહીત છે તેમ જાણે ૨. જીવ શુભાશુભ કર્મનો કર્તા છે એમ જાણે ૩. પોતાનાં કરેલાં કર્મ પોતે ભોગવે છે એમ જાણે ૪. સંસારથી મુકાઈ મોક્ષ જાય ૫. જ્ઞાન દર્શન ચારીત્ર સાધવાનો ઉપાય તે સમકીત છે ૬. એ છ સ્થાનક જાણવાં.

એકંદર સર્વે થઇને સમકીતના સડસઠ બોલ જાણવા. જેમાંના કેટલાક આગળ આવી ગયા છે.

પ્ર. એમ જાણી શું કરવું ?

ઉ. તે સમકિત એટલે શ્રદ્ધાને રૂડી રીતે રાખવી.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૪૨.

---

## પ્રતિક્રમણના છઠ્ઠા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. છઠ્ઠા પાઠનું નામ શું ?

ઉ. પહેલું અણુવ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. જીવોની દયા પાળવા વિષે.

પ્ર. તે કેવા જીવોને દુઃખ ન દેવું ?

ઉ. મોટા જીવ તે ત્રસ જીવોને.

પ્ર. ત્રસ એવું નામ શાથી પડયું ?

ઉ. દુઃખથી ત્રાસ પામે તેથી.

પ્ર. ત્રસ જીવ શાથી ઓળખાય ?

ઉ. છ કારણથી તે ૧ સામા આવે, ૨. વેગળા જાય, ૩. અંગ સંકોચે, ૪. અંગ પસારે, ૫. દુઃખની જગ્યાએથી નાસી જાય, ૬. સુખની જગ્યાએ દાખલ થાય એ છ.

પ્ર. તે ત્રસ જીવ કિયા ?

ઉ. બેઇંદ્રિ, તેઇંદ્રિ, ચૌરેંદ્રિ, પંચેંદ્રિ જીવ.

પ્ર. તે જીવને કેવી રીતે હણવા નહિ ?

ઉ. આ ત્રસ જીવ છે એમ જાણીને, નજરે દેખીને, હુંકારીને, ઉશ્કેરીને હણવાના ઈરાદાપૂર્વક પોતાના સંબંધી આશ્રી વિના અપરાધે હણવા નહી.

પ્ર. તે જીવને કેટલા પ્રકારનું ને કેવું દુઃખ દીધું હોય ?

ઉ. પાંચ પ્રકારનું મોટકું દુઃખ દીધું હોય.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. (૧) ત્રસ જીવને ટુંકે બંધને બાંધવો નહિ એથી ગળે ટુંપા આવવાથી મરણ થાય, ૨. નિર્દય બુદ્ધિએ માર મારવો નહિ એથી મર્મસ્થાનકે વાગવાથી મૃત્યુ થાય, ૩. કાન નાક આદિ અવયવો દ્વેષે કરી તથા ખાંસી એટલે ખોજા કરવાને માટે છેદવા નહિ, ૪. ઉપાડનારની શક્તિ ઉપરાંત ભાર ભરવો નહિ, ૫. ખોરાકી પાણીની અંત્રાય પાડવી નહિ એ ૫.

પ્ર. એ પાઠમાં અણુવ્રત કહેવાનું કારણ શું ?

ઉ. સાધુના સંપૂર્ણ વ્રત કરતાં આ અધુરૂં વ્રત છે તેથી.

પ્ર. સાધુનું પહેલું વ્રત સંપૂર્ણ કેવી રીતે છે ?

ઉ. ત્રસ અને સ્થાવર એવા બે પ્રકારના જીવની સર્વથા હિંસા કરવી નહી, કરાવવી નહી, કરતા પ્રત્યે ભલી જાણવી નહી.

પ્ર. સ્થાવર જીવ કેટલા પ્રકારના ? ને કીયા ?

ઉ. પાંચ પ્રકારના–૧ પૃથ્વીકાયના, ૨ અપકાયના, ૩ તેઉકાયના, ૪ વાયુકાયના, ૫ વનસ્પતિ કાયના એ પાંચ સ્થિર રહે તે.

પ્ર. શ્રાવકને અધુરૂં વ્રત શી રીતે ?

ઉ. ફક્ત ત્રસ જીવને હણુવા નહિ તેથી.

પ્ર. સ્થાવર એટલે શું ?

ઉ. સ્થિર રહે તે એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય નહિ.

પ્ર. સંપૂર્ણ દયા કેટલા વસવાની ?

ઉ. વિસ વસવાની.

પ્ર. તેમાં શ્રાવકને કેટલા વસવાની દયા ?

ઉ. સવા વસવાની.

પ્ર. તે સવા વસવાની દયા કેવી રીતે ?

ઉ. ત્રસ સ્થાવર જીવને સર્વથા ન હણુવા એ વિસ વસવાની દયા છે તેમાંથી સ્થાવર જીવની હિંસા કરવાની શ્રાવકને બંધી નથી તેથી સ્થાવરના દસ વસવા ગયા, હવે ત્રસના દસ વસવા છે તેમાં સ્વ અપરાધી અને વિના અપરાધી એ બે ભેદ છે તેમાં કોઇ પોતાનો અપરાધ કરે તેને હણુવાની બંધી નથી તેથી સ્વ અપરાધીના પાંચ વસવા ગયા, હવે વગર અપરાધીના પાંચ વસવા રહ્યા તેમાં એક નજરે જોવામાં ન આવે અને બીજા નજરે જોવામાં આવે, એ બે ભેદ તેમાં જે નજરે જોવામાં ન આવે તેને હણુવાની બંધી નથી તેથી પાંચમાંથી અઢી વસવા ગયા, હવે નજરે જોવામાં આવે તેના અઢી વસવા રહ્યા તેમાં એક વગર ઇરાદાપૂર્વક અને બીજા ઇરાદાપૂર્વક એ બે ભેદ છે તેમાં

જે વગર ઇરાદાપૂર્વક છે તેને હણવાની બંધી નથી તેથી અઢીમાંથી સવા વસવો ગયો અને શેષ સવા વસવો રહ્યો એટલીજ શ્રાવકથી દયા પળે છે.

**પ્ર.** સવા વસવાની દયા સ્પષ્ટ સમજાવો ?

**ઉ.** ત્રસ જીવને વગર અપરાધે નજરે જોઇને ઇરાદા પૂર્વક હણુવા નહી.

**પ્ર.** જગતમાં કેટલા વસવા ગણાય છે અને તે કિયા ?

**ઉ.** વીસ વસવા તેમાં પાપના અઢાર વસવા તે અઢારે પાપ સ્થાનક ધર્મનો દોઢ વસવો તે સાધુનો સંપૂર્ણ ધર્મ અને ગૃહસ્થનો અર્ધ ધમ એ બે મળી દોઢ થયો અને સત્યનો અર્ધ વસવો એ સર્વ થઇ ૨૦ વસવા થયા.

**પ્ર.** એમાં શું સમજવું ?

**ઉ.** જગતમાં સર્વથી થોડું સત્ય છે તેથી ધર્મ વધારે છે અને તેથી પાપ વધારે છે.

**પ્ર.** અજાણુપણાથી કોઈ જીવ મરે તો શું કરવું ?

**ઉ.** તેનું પ્રાયશ્ચિત લઇ પવિત્ર થવું.

**પ્ર.** તે વ્રત કેટલી કોટીએ છે ?

**ઉ.** છ કોટીએ.

**પ્ર.** એ પાઠના અક્ષર કેટલા ?

**ઉ.** ૨૧૩.

## પ્રતિક્રમણના સાતમા પાઠનાં પ્રશ્નોત્તર.

**પ્ર.** સાતમા પાઠનું નામ શું ?

**ઉ.** બીજું અણુવ્રત.

**પ્ર.** તે પાઠ શા વિષે છે ?

**ઉ.** મોટકું અસત્ય વચન ત્યાગ કરવા વિષે.

**પ્ર.** તે મોટકું અસત્ય વચન કેટલા પ્રકારનું છે ?

**ઉ.** પાંચ પ્રકારનું.

**પ્ર.** તેનાં નામ શું ?

**ઉ.** ૧ વરકન્યાના કામ આશ્રી, ૨ ગાય ભેંસ પ્રમુખ પશુ આશ્રી, ૩ જમીનની હદ આશ્રી, ૪ થાપણ ઓળવવા આશ્રી, ૫ મોટકી કુડી સાક્ષી પુરવા આશ્રી, એ પાંચ.

**પ્ર.** તેથી શ્રાવકે શું કરવું ?

**ઉ.** એ પાંચે પ્રકારે મોટકું જુઠું બોલવું નહી.

**પ્ર.** એ વ્રતને અણુવ્રત કહેવાનું કારણ શું ?

**ઉ.** સાધુનું સર્વથા પ્રકારે જુઠું નહી બોલવાના વ્રતથી અધુરૂ વ્રત છે તેથી.

**પ્ર.** એ વ્રતમાં કેટલા પ્રકારનું ને કેવું વાક્ય ન બોલવું ?

**ઉ.** પાંચ પ્રકારનું ને પરને પરિતાપ થાય તેવું.

**પ્ર.** તે પાંચના નામ શું ?

**ઉ.** ૧ કોઈને ધ્રાસકો પડે તેવી ભાષા બોલવી નહી, ૨ કોઇના છાના મર્મ પ્રકાશવા નહી, ૩ સ્ત્રી પુરૂષની

એબ પ્રકાશવી નહી, ૪ ખોટો ઉપદેશ દેવો નહિ, ૫ ખોટા લેખ પત્ર લખવા નહિ, એ પાંચ.

પ્ર. એ પ્રકારનું જૂઠું બોલવાથી શું થાય?

ઉ. રાજદંડ વિગેરે દુઃખ થાય અને કોઇ વિશ્વાસ કરે નહી.

પ્ર. આપણે ઘણી જરૂર શેની છે?

ઉ. સત્ય વચન બોલવાની.

પ્ર. લક્ષ્મીનો વાસો ક્યાં છે?

ઉ. જ્યાં સત્યતા છે ત્યાં.

પ્ર. અસત્ય વચન બોલનારને શેની ઓપમા છે?

ઉ. ત્રીજા ઘડાની.

પ્ર. ત્રીજો ઘડો કિયો?

ઉ. એક સંપૂર્ણ ઘડો, બીજો પેટે કાંણો ને ત્રીજો તળે કાંણો.

પ્ર. એમાં શું સમજવું?

ઉ. જેમ તળે કાંણો હોય તે ઘડામાં બીલકૂલ પાણી રહે નહી તેવી રીતે અસત્ય વચન બોલનારમાં સદ્‌ગુણ રૂપી પાણી રહે નહી.

પ્ર. માટે આપણે શું કરવું?

ઉ. મર્ણાતે પણ અસત્ય વચન બોલવું નહી.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ છે?

ઉ. ૭ કોટીએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા?

ઉ. ૧૭૦.

## પ્રતિક્રમણના આઠમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. આઠમાં પાઠનું નામ શું ?

ઉ. ત્રીજું અણુવ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. મોટકી ચોરીથી નિવર્તવા વિષે.

પ્ર. ચોરી એટલે શુ ?

ઉ. વસ્તુના માલીકની રજા સિવાય લેવું તે.

પ્ર. મોટકી ચોરી કોને કહીએ ?

ઉ. જેથી માણસને ભ્રમ ઉપજે, રાજમાં દંડાય ને લોકોમાં ભંડાય તેવી વસ્તુ માલીકની રજા વિના લેવી તે.

પ્ર. ચોરીનુ બીજુ નામ શું ?

ઉ. અદત્તાદાન.

પ્ર. અદત્તાદાન એટલે શુ ?

ઉ. અણદીધેલું લેવું તે.

પ્ર. શ્રાવકને કેવું અદત્ત લેવાથી વ્રત ભંગ ન થાય ?

ઉ. નિભ્રમી વસ્તુ લેવાથી.

પ્ર. નિભ્રમી એટલે શું ?

ઉ. જેમાં માણસને ભ્રમ પડે નહિ તે.

પ્ર. એવી નિભ્રમી વસ્તુ શી ?

ઉ. કલમ, કાગળ, સુંઘવાની તમાકુ, સોપારી, તૃણ, ઘાસ પ્રમુખ અલ્પ મૂલ્યવાળી વસ્તુ.

**પ્ર.** એ વ્રતને અણુવ્રત કહેવાનું કારણ શું ?

**ઉ.** સર્વથા પ્રકારે અણદીધેલું નહી લેવું એવા સાધુના વ્રતથી અધુરૂં વ્રત તેથી.

**પ્ર.** મોટકી ચોરી કેટલા પ્રકારની ?

**ઉ.** પાંચ પ્રકારની.

**પ્ર.** તેના નામ શું ?

**ઉ.** ૧. ચોરીની વસ્તુ લીએ, ૨. ચોરને મદદ કરે, ૩. જુગાર દાંણચોરી પ્રમુખ રાજ વિરૂદ્ધ કંઇ પણ કામ કરે, ૪. ખોટા તોલ માપ રાખે, ૫. સારી જણશ બતાવીને નબળી જણશ આપે, એ પાંચ.

**પ્ર.** તેથી શ્રાવકને શું કરવું ?

**ઉ.** એવી ચોરી કરવી નહી.

**પ્ર.** વળી કેવી કેવી જાતની ચોરી કહેવાય છે ?

**ઉ.** ખાતર પાડે, ગાંઠે બાંધેલી વસ્તુ છોડી લીએ, તાળા ઉપર બીજી કુંચી લગાડે, ખીસા કાતરે, રસ્તામાં પડી વસ્તુ ધણીઆતી જાણી રાખે, ગામ ઘેર ધાડ પાડે, ખોટા લેખ પત્ર લખે, ઓછું આપે વધારે લે, સારી વસ્તુમાં નબળી વસ્તુ ભેળવે, ઠગાઇ કરી વસ્તુ લે, ઇત્યાદિ ઘણી જાતની ચોરી છે.

**પ્ર.** તેથી આપણે શું કરવું ?

**ઉ.** એવી કોઈ પ્રકારની ચોરી કરવી નહી.

**પ્ર.** એવી ચોરી કરવાથી શું થાય ?

ઉ. આ ભવે ફજેતી થાય, વધ બંધન પામે ને પરભવે નરકાદિકના દુઃખો સહન કરવા પડે.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ છે ?

ઉ. છ કોટીએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૨૦.

---

## પ્રતિક્રમણના નવમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. નવમા પાઠનું નામ શું ?

ઉ. ચોથું અણુવ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. મોટકુ મૈથુન ત્યાગ કરવા વિષે.

પ્ર. મ્હોટા મૈથુનનો ત્યાગ કેવી રીતે કરવો ?

ઉ. પુરૂષે પંચની સાક્ષીએ ગ્રહણ કરેલી પોતાની સ્ત્રીથીજ સંતોષ માનવો, તે સિવાય બીજી તમામ સ્ત્રીનો ત્યાગ કરવો અને સ્ત્રીએ પંચની સાક્ષીએ ગ્રહણ કરેલા પોતાના પુરૂષથીજ સંતોષ માનવો તે સિવાય બીજા તમામ પુરૂષનો ત્યાગ કરવો.

પ્ર. એ વ્રતને અણુવ્રત કહેવાનું કારણ શું ?

ઉ. સાધુના સર્વથા પ્રકારે મૈથુનથી નિવતવાના વ્રતથી અધુરૂં વ્રત છે તેથી.

પ્ર. કેટલી જાતિના જીવો મૈથુન સેવે છે?

ઉ. ત્રણ જાતિના.

પ્ર. તેનાં નામ શું?

ઉ. દેવતા, મનુષ્ય ને તિર્યંચ સંબંધી એ ૩.

પ્ર. પુરૂષને સર્વથા પ્રકારે મૈથુનનો ત્યાગ કેવી રીતે થાય?

ઉ. દેવી, મનુષ્યણી, ને તિર્યંચણી એ ત્રણ જાતિની સ્ત્રીઓને તજવાથી.

પ્ર. સ્ત્રીને સર્વથા પ્રકારે મૈથુનનો ત્યાગ કેવી રીતે થાય?

ઉ. દેવતા, મનુષ્ય ને તિર્યંચ એ ત્રણ જાતિના પુરૂષોનો ત્યાગ કરવાથી.

પ્ર. એ પાઠમાં સદારા સંતોષીએ એ શબ્દ છે તે સ્ત્રીઓને કેવી રીતે બોલાવવો?

ઉ. સભરતાર સંતોષીએ.

પ્ર. મૈથુનનાં બીજા નામ શું?

ઉ. અબ્રહ્મચર્ય, કુશીલ, વિષય, વિગેરે ઘણાં નામ છે.

પ્ર. દેવતા સંબંધી મૈથુનનો ત્યાગ કેટલી કોટીએ થાય?

ઉ ૭ કોટીએ.

પ્ર. મનુષ્ય તિર્યંચ સંબંધી મૈથુનનો ત્યાગ કેટલી કોટીએ થાય?

ઉ. એક કોટીએ.

પ્ર. તે એક કોટી કેવી રીતે બોલાય?

ઉ. એગવિહં એગવિહેણં નકરેમી કાયસા.

પ્ર. તે એક કોટી જુદી ગણાવો?

ઉ. કાયાએ કરી મૈથુન સેવવું નહિ.

પ્ર. તેની અંદર કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. એક કરણ ને એક જોગ.

પ્ર. એ વ્રતને વિષે કેવી રીતે વર્તવું ?

ઉ. ૧. નાની ઉંમરની સ્ત્રી પરણેલી છે છતાં તેની સાથે ગમન કરવું નહિ કારણકે શરીરના અવયવોને નુકશાન પહોંચે અને તેથી કોઈ વખતે સ્ત્રીનું મૃત્યુ થાય એજ રીતે સ્ત્રીએ નાની ઉંમરના પરણેલા પુરૂષ સાથે ગમન કરવું નહિ, ૨. સગપણ કરેલી સ્ત્રી સાથે ગમન કરવું નહિ, કારણકે કુંવારીને બીજે સ્થળે પણ પરણાવી શકાય છે તેથી વ્યભિચારનો ને ગર્ભપાતનો દોષ લાગે તે જગતવિરૂદ્ધ ને રાજ્યવિરૂદ્ધ ગણાયાથી ગુન્હેગાર થાય, એજ રીતે સ્ત્રીએ સગપણ કરેલા પુરૂષ સાથે ગમન કરવું નહિ, ૩. અનેરે અંગે કામક્રીડાની ચેષ્ટા કરવી નહી, ૪. પારકા વિવાહ નાતરા કરાવવા નહી, ૫. કામ ભોગ ઉપર તિવ્રાભિલાષા રાખવી નહી.

પ્ર. એ વ્રતને શ્રેષ્ટ ગણવાનું કારણ શું ?

ઉ. તેમાં જીવદયા, સત્ય દત્તવ્રત, અપરિગ્રહ એવા વ્રતોનો સમાવેશ થાય છે તેથી.

ઉ. ધાવણા બાળકની માતા ઉપવાસાદિક તપશ્ચર્યા કરે તો શું થાય ?

ઉ. તપશ્ચર્યાથી દુધ સુકાઇ જાય તેથી બાળકને ખોરાકી

નહી મળવાથી અને માતા સિવાય બીજાનું દુધ અપથ્ય પડવાથી બચ્ચાનું મરણ થાય છે તેમજ ઓછું દુધ મળવાથી ભોજન પાણીની અંતરાય પાડવાનો પેલા વ્રતનો પાંચમો અતિચાર લાગે છે.

પ્ર. તેથી માતાએ બાળકનું હીત ઈચ્છવા શું કરવું?

ઉ. બાળકનું સારી રીતે રક્ષણ કરવું.

પ્ર. બાળક ગર્ભમાં હોય તે વખતે શીયળ ન પાળે તો શું થાય?

ઉ. બચ્ચાના અવયવોને નુકસાન પહોંચે છે, કોઇ વખત આંખ ફુટી જાય છે, બહેરો થાય છે, વળી બાળક જન્મ્યા પછી વ્યભીચારી પણ થાય છે, ઇત્યાદિક ઘણુ નુકસાન થાય છે.

પ્ર. આપણે વધારે શેનું રક્ષણ કરવું?

ઉ. બ્રહ્મચર્યનું.

પ્ર. બ્રહ્મચર્ય પાળવાથી ફાયદો શું?

ઉ. શરીર મજબૂત થાય ને નિરોગી રહે, જ્ઞાનતંતુઓ વધારે ખીલતા રહે ને જીંદગી લાંબો વખત સુખે ગુજારે ઈત્યાદિક ઘણા ફાયદા છે.

પ્ર. બ્રહ્મચર્ય નહી પાળવાથી શું થાય?

ઉ. શરીર નિર્બળ, રોગીષ્ટ રહે, બુદ્ધિનો નાશ થાય અને થોડા વખતમાં જીંદગી ખતમ થાય ઇત્યાદિક ઘણા ગેરફાયદા છે.

**પ્ર.** એક દિવસ શીયળ પાળવાથી શું ફળ થાય?

ઉ. કોઇ માણસ છ મહિના સુધી એકાંતર અપવાસ કરે તેવું છ માસી તપનું ફળ થાય.

**પ્ર.** વ્યભિચાર એટલે શું ?

ઉ. પુરૂષે પોતાની સ્ત્રી શિવાય બીજી સ્ત્રી સાથે ગમન કરવું અને સ્ત્રીએ પોતાના પતિ શિવાય બીજા પુરૂષ સાથે ગમન કરવું તે.

**પ્ર.** વ્યભિચારથી શું દોષ થાય ?

ઉ. જૂઠ, ચોરી, કપટ, જીવહિંસા વિગેરે ઘણાં પાપ કરે તેમજ ચાંદી, પરમીઆ, દમ, ક્ષય, વિષ્ફોટક વિગેરે ઘણાં દરદો ઉત્પન્ન થાય છે તેમજ રાજદંડે જગતમાં અપયશને પ્રાપ્ત થાય, ઇજ્જતનો, ધનનો નાશ થાય, તેના બાળક વ્યભિચારી થાય, વળી પરભવે આંખે આંધળો થાય, ખાંસી કરવાથી નપુંસકપણું પામે, પથરીનો મુત્રકૃછ ( પેશાબ અટકી જવો ) નો તથા ગુહ્ય સ્થાને દાહનો રોગ થાય, ભર જુવાનીમાં રંડાપો પામે, સાસરા પીઅરીઆનુ ઉજ્જડ કરે, તેવી વિષ કન્યા કે વિષ પુરૂષ થાય અને નરકાદિકના દુ:ખો ઘણાંજ સહન કરવા પડે.

**પ્ર.** બાળકની ચાલ સુધારવા માતાપિતાએ શું કરવું ?

ઉ. માતાપિતાએ સદાચરણથી ચાલવું.

**પ્ર.** બ્રહ્મચર્યનું કેવી રીતે રક્ષણ કરવું ?

ઉ. જ્યાં સ્રી બેઠી હોય ત્યાં બે ઘડી સુધી બ્રહ્મચારી પુરૂષે બેસવું નહિ કારણ કે બેસવાથી સ્રીનાં નબળાં રજકણો જમીન ઉપર લાગેલા હોય તે આપણા શરી-રમાં દાખલ થવાથી કામદેવ ઉત્પન્ન થાય અને બુદ્ધિ, ધીરજ ને હીંમત એ ત્રણે નિર્બળ બને છે તેમજ જે જગ્યાએ પુરૂષ બેઠેલ હોય ત્યાં બે ઘડી સુધી બ્રહ્મચારીણી સ્રીએ બેસવું નહિ વળી સાત વર્ષનો પુત્ર થાય ત્યારપછી સ્રીએ પોતાની શય્યામાં તે પુત્રને સુવાડવો નહી અને સાડા છ વર્ષની પુત્રી થાય ત્યારપછી પુરૂષે પોતાની શય્યામાં તે પુત્રીને સુવાડવી નહી, પરસ્રી સાથે એકાંતમાં વાત કરવી યા બેસવું નહિ, નાલાયક શબ્દો બોલવા નહી, ઠઠ્ઠા મશ્કરી કરવી નહી, ખુંખારા કે અવાજ કર્યા સિવાય બીજાના ઘરમાં પેસવું નહી, જે સ્રીની પ્રતિત ન હોય તેના ઘરમાં જવું નહિ, હરેક રીતે બીજાને શંકા ઉપજે તેવી રીતે વર્તવું નહિ એજ રીતે સ્રીએ પર પુરૂષના સંબંધમાં વર્તવું અને કાળે અકાળે વાટે ઘાટે એકલા જવું નહિ તેમજ નટખટ નઠારા પુરૂષ સાથે જવું નહિ, અગત્યના કામ શિવાય બીજાના ઘેર જવું નહિ, ઇત્યા-દિક પ્રકારે બ્રહ્મચર્યનું રક્ષણ કરી પુરૂષે પત્ની વ્રત પાળવું અને સ્રીએ પતિવ્રતા ધર્મ પાળવો.

પ્ર. જોગ નહિ મળવાથી પરવશપણે બ્રહ્મચર્ય પાળવાથી શું ફળ થાય ?

ઉ. ચોસઠ હજાર વર્ષના આયુષ્યે દેવતા થાય છે ?

પ્ર. એ વ્રત નિર્મળ પાળવાથી શું ફળ થાય ?

ઉ. અનંતા કર્મની નિર્જરા થાય અને ઉત્કૃષ્ટો ( ઘણામાં ઘણો ) રસ આવે તો તિર્થંકર નામ ગોત્ર બંધાય.

પ્ર. બાળલગ્નથી શું શું નુકસાન થાય છે ?

ઉ. મરણનું, રોગીનું, નિર્બળતાનું, નિર્બુદ્ધિપણાનું, ને નિર્બળ પ્રજા ઉત્પન્ન થવાનું પ્રમાણ વધે છે. તે વિષે દોહરો:—

તન મજબૂત થયા વિના, જે પરણાવે બાળ;
તેથી પ્રજા જે નિપજે, હિણભાગી વિકરાળ.

પ્ર. તેથી આપણે શું કરવું ?

ઉ. સર્વ પ્રકારે આપણું ભલું ઈચ્છવા માટે બાળલગ્ન કદી પણ કરવા નહી.

પ્ર. વૃદ્ધલગ્ન કરવાથી શું નુકશાન થાય છે ?

ઉ. વ્યભિચારનો દોષ વધે છે, વિધવાની સંખ્યા વધે છે અને કન્યાવિક્રય દોષ પણ વધે છે. તે વિષે દોહરો:—

ગીરધર વૃદ્ધ લગ્નો થકી, વધે અતિ વ્યભિચાર;
વિધવા કન્યા વિક્રયો, વધે તે પારાવાર.
કન્યા વિક્રય જે કરે, વૃદ્ધ લગ્ન કરનાર;
હજાર દ્યો પેંજાર તો, તસ શિરે ગીરધાર.

પ્ર. કન્યાવિક્રય કરનારને કેવો કહેવાય ?

ઉ. કસાઈથી પણ ભૂંડો કહેવાય ?

પ્ર. શા કારણથી કસાઇથી ભૂંડો કહેવાય ?

ઉ. કસાઇ પારકા જીવનો માંસ વેચે છે અને કન્યાવિક્રય કરનાર પૈસાની લાલચે પોતાની પુત્રીનો માંસ વેચે છે તેથી.

પ્ર. તેથી આપણે શું કરવું ?

ઉ. બાળલગ્ન કે વૃદ્ધલગ્ન કે કન્યાવિક્રય કે વરવિક્રય કદી પણ કરવાં નહિ.

પ્ર. એક માસમાં કમતીમાં કમતી કેટલા દિવસ બ્રહ્મચર્ય પાળવું ?

ઉ. દશ દિવસ ?

પ્ર. તે દશ દિવસ કિયા ?

ઉ. બીજ, પાંચમ, આઠમ, અગ્યારસ, પાખી, (પુનમ તથા અમાવાસ્યા,) એ પાંચ શુકલ પક્ષના અને એ પાંચ કૃષ્ણ પક્ષના એ દશ દિવસ અને પર્યુષણ પર્વ તેમજ બીજા પર્વના દિવસે પણ અવશ્ય શીયળ પાળવું.

પ્ર. એ દિવસોમાં પાળવાનું કારણ શું ?

ઉ. એ પવિત્ર દિવસો છે તેથી તેવા દિવસોમાં આપણે બીજી ગતિનો બંધ પડવાનો હોય તો સારો પડે તેથી.

પ્ર. કિયા ટાઇમે અવશ્ય શીયળ પાળવું ?

ઉ. પ્રભાતે, દિવસે, સંધ્યાએ, અને મધ્યરાત્રીએ એ ચાર ટાઇમે.

પ્ર. તેનું કારણ શું ?

ઉ. એ વખતે રહેલો ગર્ભ ક્રૂરકર્મિ, પાપીષ્ઠ, નિર્બુદ્ધિ ને નીતિના ગુણથી રહિત થાય છે તેથી.

પ્ર. વળી પ્રભાતે અને સંધ્યાએ શું ન કરવું ?

ઉ. ખાવું નહિ, ઉંઘવું નહિ અને શાસ્ત્રની સ્વાધ્યાય કરવી નહિ.

પ્ર. તેનું કારણ શું ?

ઉ. ખાવાથી રોગ થાય, ઉંઘવાથી ધનનો નાશ થાય ને શાસ્ત્રની સ્વાધ્યાયથી મરણ થાય.

પ્ર. વળી સ્ત્રીએ રજોદર્શન (અટકાવ) થાય ત્યારે કેવી રીતે વર્તવું ?

ઉ. પુરેપુરા ત્રણ દિવસ તો અવશ્ય પાળવા અને વિશેષમાં જ્યાંસુધી દેખાય ત્યાંસુધી જરૂર પાળવા તેવા દિવસોમાં ઘરનું કામ કંઈ પણ કરવું નહિ, કોઇને બીલકુલ અડવું નહિ.

પ્ર. તેવી રીતે ન વર્તે તો શું થાય ?

ઉ. એ કનિષ્ટ રૂધીરના રજકણો જેને લાગે તેની બુદ્ધિનો નાશ થાય છે, ઘરમાંથી ધનનો નાશ થાય છે, બીજાને ગરમી પ્રમુખના દર્દ ઉત્પન્ન થાય છે, બોળાવાડો બોલતો નથી પણ બોળી નાંખે છે, ઈત્યાદિક ઘણી નુકસાની થાય છે.

પ્ર. તેનો દાખલો કોઇ છે ?

ઉ. હા, જુવો પાપડ કરવા ખારાનું પાણી કર્યું હોય તે વાસણના ઉપર રજોદર્શનવાળી સ્ત્રીની છાંયા પડે તો ખાર જતો રહે છે અને પછી તે પાણી પાપડમાં ના-

ખવાથી પાપડ રાતા થાય છે ઈત્યાદિક ઘણાં દાખલા છે.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા છે ?

ઉ. ૨૪૫ છે.

---

## પ્રતિક્રમણના દશમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. દશમા પાઠનું નામ શું ?

ઉ. પ્રાંચમું અણુવ્રત.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. પરિગ્રહનું પ્રમાણુ (મર્યાદા) કરવા વિષે.

પ્ર. એ પ્રમાણુ કરવાનું કારણુ શું ?

ઉ. હદ પાર જતી ઇચ્છાને અટકાવવા માટે.

પ્ર. હદ પાર જતી ઇચ્છાને અટકાવવાનું કારણુ શું ?

ઉ. દરેક કામની હદ હોય છે, હદપાર કાંઇ પણુ કામ કરે તો જરૂર નુકશાન થાય છે. લુણુ હદથી વધારે નાંખે તો અનાજ ખારૂં થાય છે, બાળક હદથી વધારે ગર્ભ-માં રહે તો દુશ્મન ગણાય છે. ઘીને વધારે ધોવાથી ઝેર થાય છે, હદથી વધારે ખાવા પીવાથી પેટમાં પીડા થાય છે, હદપાર કામ કરવાથી માંદો થાય છે ઈત્યા-દિક હદપાર કામ કરવાથી ઘણી નુકશાની થાય છે તેથી હદપાર કોઇપણુ કામ કરવું નહિ.

પ્ર. પરિગ્રહ એટલે શું ?

ઉ. સ્થાવર જંગમ વસ્તુને ઇચ્છા ધરાવી ગ્રહણ કરવું તે.

પ્ર. સ્થાવર એટલે શું ?

ઉ. સ્થિર રહે. એક સ્થળેથી બીજે સ્થળે જાય નહિ તે.

પ્ર. જંગમ એટલે શું ?

ઉ. એક સ્થળેથી બીજે સ્થળે જાય તે

પ્ર. પરિગ્રહ કેટલા પ્રકારનો છે ?

ઉ. નવ પ્રકારનો.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ ઉઘાડી ધરતી–ક્ષેત્ર વાડી પ્રમુખ, ૨ ઢાંકેલી ધરતી, ઘર, હાટ, હવેલી પ્રમુખ, ૩ રૂપું, ૪ સુવર્ણ, ૫ જેના ઉપર રાજાનો મોહોર છાપ પડી હોય તે રોકડ નાણું, ૬ અનાજ, ૭ બે પગવાળાં તે દાસ દાસી, પંખી પ્રમુખ, ૮ ચાર પગવાળાં તે ગાય ભેંસ પ્રમુખ પશુ, ૯ ઘરવખરી તે પેટી પટારા પ્રમુખ એ ૯

પ્ર. સુવર્ણ એટલે શું ?

ઉ. જેનો ભલો રંગ છે તે.

પ્ર. એવી વસ્તુ શું ?

ઉ. સોનું, હીરા, માણેક, પાનાં, પોખરાજ મોતી વિગેરે.

પ્ર. અનાજ કેટલી જાતનું છે ?

ઉ. ૨૪ જાતનું.

પ્ર. એ વ્રતને અણુવ્રત કહેવાનું કારણ શું ?

ઉ. સાધુનું સર્વથા પ્રકારે પરિગ્રહ નહિ રાખવાના વ્રતથી અધુરૂં વ્રત છે તેથી.

પ્ર. એ કેવો પરિગ્રહ કહેવાય ?

ઉ. બાહ્ય પરિગ્રહ કહેવાય.

પ્ર. અભ્યંતર પરિગ્રહ કેટલા પ્રકારના છે ?

ઉ. ૧૪ પ્રકારના. (તે પાંચમા પાઠમાં ચૌદ પ્રકારની અભ્યંતર ગાંઠ તરીકે દાખલ કરેલ છે તેથી અહીંઆ લખેલ નથી.)

પ્ર. ચૌદ પ્રકારનો અભ્યંતર પરિગ્રહ શ્રાવકથી તજાય કે નહિ ?

ઉ. અંશે અંશે કેટલોક તજી શકાય.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ ?

ઉ. ૩ કોટીએ.

પ્ર. તેમાં કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. એક કરણ ને ત્રણ જોગ.

પ્ર. તે એક કરણ ને ત્રણ જોગ તે કિયા ?

ઉ. કરૂં નહિ, એ કરણ અને મન વચન ને કાયા એ ત્રણ જોગ.

પ્ર. મિલ્કતની કેવી રીતે વ્યવસ્થા કરવી ?

ઉ. આપણી પાસે જેટલી મિલ્કત હોય તેહના ચાર ભાગ કરવા તેહમાં એક ભાગ વ્યાજે ફેરવવો, એક ભાગનો વ્યાપાર કરવો, એક ભાગની ઘરવખરી રાખવી, અને એક ભાગ પુન્યાર્થે ખરચવો.

પ્ર. એ પ્રમાણે કરવાથી શું થાય ?

ઉ. આ જીંદગીમાં ઈજ્જતને બટ્ટો લાગે નહિ અને પર જીંદગીમાં સુખી થવાય.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૪૫.

## પ્રતિક્રમણના અગ્યારમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. અગ્યારમા પાઠનું નામ શું ?

ઉ. દીશીવ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. છ દીશાનું પ્રમાણ કરવા વિષે.

પ્ર. તે છ દીશાનાં નામ શું ?

ઉ. ૧ પૂર્વ, ૨ પશ્ચિમ, ૩ ઉત્તર, ૪ દક્ષિણ, ૫ ઉંચી, ૬ નીંચી એ ૬

પ્ર. છ દિશાનું પ્રમાણ કરવાનું કારણ શું ?

ઉ. હદપાર નહિ જવા માટે.

પ્ર. તે દિશાનું પ્રમાણ કરનારે કેવી રીતે વર્તવું ?

ઉ. ઉંચી નીચી અને ત્રીછી દિશાનું પ્રમાણ ઓલંઘવું નહી, ચારે દિશાના ગાઉ એકઠા કરી એક દિશાએ જવું નહી, સંશય પડયા પછી આગળ જવું નહી.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ છે ?

ઉ. ૭ કોટીએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૯૪

## પ્રતિક્રમણના બારમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. બારમા પાઠનું નામ શું ?

ઉ. ઉવભોગ પરિભોગ વ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. ઉવભોગ પરિભોગનું પ્રમાણ કરવા વિષે.

પ્ર ઉવભોગ એટલે શું ?

ઉ. જે વસ્તુ એકજવાર ભોગવવામાં આવે તે અન્ન પાણી સુગંધી ।વગેરે.

પ્ર. પરિભોગ એટલે શું ?

ઉ. જે વસ્તુ એની એજ વારંવાર ભોગવવામાં આવે તે ઘર, વસ્ત્ર, આભરણ, સ્ત્રી પ્રમુખ.

પ્ર. એ વ્રત કેટલા ભાગમાં વહેંચાયલું છે ?

ઉ. બે ભાગમાં.

પ્ર. તે બે ભાગ કિયા ?

ઉ. એક શરીરના સંબંધમાં ને બીજું વ્યાપારના સંબંધમાં.

પ્ર. શરીરના સંબંધમાં છે તેમાં કેટલા બોલનું પ્રમાણ કરવું ?

ઉ. ૨૬ બોલનું.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. સ્નાન કર્યા પછી શરીર લુસવાના વસ્ત્રનું પ્રમાણ. ૨ દાતણનું પ્રમાણ. ૩ સ્નાન કરવાના ઉપયોગમાં આવે એવાં આંબળા, અરિઠા પ્રમુખ ફળનું પ્રમાણ. ૪ શરીરે ચોળવાના તેલનું પ્રમાણ. ૫ શરીરે ચોળવાની પીઠી ઇત્યાદિકનું પ્રમાણ. ૬ સ્નાનનું ને તેમાં વપરાતા પાણીનું પ્રમાણ. ૭ પહેરવાનાં વસ્ત્રનું પ્રમાણ, ૮. સુખડ ચંદ-નાદિક વિલેપનનું પ્રમાણ. ૯ પુષ્પનું પ્રમાણ. ૧૦ ઘરેણાનું પ્રમાણ. ૧૧ ધુપનું પ્રમાણ, ૧૨ કાવો અને તેજાના સહિત ઉકાળેલા દુધનું, તે રાબડી પ્રમુખનું પ્રમાણ. ૧૩ સુખડી (પકવાન)ની જાતિનું પ્રમાણ. ૧૪ લાસુ (ખાંડેલું) ધાન તેનું પ્રમાણ. ૧૫ કઠોળની જાતિનું પ્રમાણ. ૧૬. પાંચ પ્રકારની વિગય તે દૂધ, ઘી, દહીં, તેલ, ગળપણ તેનું પ્રમાણ, ૧૭ લીલોતરીનું પ્રમાણ. ૧૮ મેવાનું પ્રમાણ. ૧૯. સર્વે જાતિના ભોજનનું પ્રમાણ. ૨૦ પીવાના પાણીનું પ્રમાણ. ૨૧ સોપારી લવીંગ પ્રમુખ મુખવાસની જાતિનું પ્રમાણ. ૨૨ પગર-ખાનું પ્રમાણ. ૨૩ ગાડી વહેલ પ્રમુખ વાહનનું પ્રમાણ. ૨૪ સુવા બેસવાના આસનનું પ્રમાણ. ૨૫ સચેત (જીવવાળા) દ્રવ્યનું પ્રમાણ, ૨૬. અચેત (જીવરહિત) દ્રવ્ય (વસ્તુ) નુ પ્રમાણ એ ૨૬

પ્ર. એ છવ્વીસ વસ્તુ શા કામમાં આવે છે ?

ઉ. શરીરના ઉપયોગમાં આવે છે.

પ્ર. એ છવ્વીસ બોલનું પ્રમાણ કરવાનું કારણ શું ?

ઉ. દરેક વસ્તુનો મર્યાદાપૂર્વક ઉપયોગ થવો જોઈએ. હદ ઉપરાંત કરવાથી પૈસાની ખરાબી, શરીરની નુકસાની ને કુકાંતી ગણાય છે તેથી હદ ઉપરાંત નહી કરવું, વળી હંમેશાં જીવને પાપની રાવડ ઘણી આવતી હોય તો થોડી થાય તેથી.

પ્ર. વ્રતધારી શ્રાવકોએ કેવી ચીજ ખાતાં અટકવું ?

ઉ. ૧ જેને સચેતના પચ્ચખાણ હોય તેણે સચેત ચીજ ન ખાવી. ૨ ખાવળ વિગેરે વૃક્ષથી ગુંદર ઉખેડી ખાવો નહિ. ૩ તત્કાળ વાટેલી ચીજમા જીવના પ્રદેશ રહી ગયા તે ચીજ ખાવી નહી. ૪ ભડથા તથા ઉંધીઆ પ્રમુખ કરેલી ચીજ ખાવી નહી. ૫ જે ચીજ ખાવામાં થોડી આવે અને નાખી દેવી ઘણી પડે એવી ચીજ.

પ્ર. થોડી ખાવી અને ઘણી નાખી દેવી પડે એવી શું ચીજ ખાવી નહી ?

ઉ. શેરડી, સીતાફળ, બોર પ્રમુખ.

પ્ર. તે ચીજ સર્વથા પ્રકારે ત્યાગ ન થાય તો શું કરવું ?

ઉ. ન ખવાય તેમ થોડો ત્યાગ કરતા જવું.

પ્ર. કીયા દિવસે અવશ્ય લીલોત્રી ન ખાવી ?

ઉ. બીજ, પાંચમ, આઠમ, અગ્યારસ ને પુનમ તથા અમાવાસ્યા પાંચ શુકલ પક્ષના અને પાંચ કૃષ્ણ પક્ષના એ

દસ દિવસ તેમજ પર્યુષણના દિવસે ન ખાવી.

પ્ર. તેનું કારણ શું ?

ઉ. તે જીવની દયા અને રસેંદ્રિયનું નિગ્રહપણું ને માપથી વધારે થએલું પીત્ત નાશ થઈ જાય તેથી.

પ્ર. કેટલા પ્રકારના વ્યાપાર કરવાથી પાપ કર્મ ઘણાં બંધાય?

ઉ. પન્નર પ્રકારના.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ કોયલા પાડી તથા એકવીસ જાતની ભઠ્ઠી પકવીને વેપાર કરવાથી. ૨ લીલાં ઝાડ વઢાવી વેપાર કરવાથી. ૩ ગળી પ્રમુખનો સોડ તથા ગાડાના પૈડાં મેળવી વેપાર કરવાથી. ૪ બળદ ઘોડા, ગધેડા, પાડા, ઉંટ, વિગેરે ત્રસ જીવને માથે ભાર ભરી ભાડા કસબ કરવાથી, ૫ ધરતીના પેટ ફોડાવી ખેતીવાડી તથા સલાટ ઓડનો વેપાર કરવાથી. ૬ હાથીદાંત કપાવવાનો વેપાર કરવાથી ૭ ચમરી ગાય પ્રમુખના કેશ કપાવવાથી. ૮ મધ, દારૂ, ચરબી, તાડી, વિગેરે નીચ રસનો વેપાર કરવાથી, ૯ લાખનો વેપાર કરવાથી. ૧૦ ઝેરનો વેપાર કરવાથી. ૧૧ ઘાણી ચરખા,ચકંદા, શેરડીના વાઢ વિગેરે. યંત્રોનો વેપાર કરવાથી. ૧૨ મનુષ્ય તથા પશુનાં અંગોપાંગ છેદી ખાંસી કરવાનો વેપાર કરવાથી. ૧૩ ડુંગર પ્રમુખમાં દવ લગાડી આજીવીકા કરવાથી. ૧૪ સરોવર પ્રમુખ પાણીના ઠામ ઉલેચવાં યા ઉલેચાવવાથી. ૧૫ હીંસક જનાવર તે કુતરાં, બિલાડાં, વાઘ, સિંહ

વિગેરેને પાળી પોષીને વેપાર કરવાથી, એ ૧૫.

પ્ર. કોઈને કુળાચારથી તે વેપાર હોય તો શું કરવું ?

ઉ. જેથી પંચેંદ્રિય જીવનો વધ થાય અને જગતમાં નિંદનીક ગણાય તેહવો વેપાર તદ્દન બંધ કરી બાકીના વેપારની મર્યાદા કરવી.

પ્ર. જેમાં પંચેદ્રિય જીવનો વધ થાય ને નિંદનીક ગણાય એવો વેપાર કરવાવાળો ક્યાં જાય ?

ઉ. નરક નિગોદાદિક દુર્ગતિમાં જાય છે ?

પ્ર. વ્યાપાર કરતાં કેવી રીતે વર્તવું ?

ઉ. જૂઠું બોલવું નહિ, કપટ પ્રપંચ કરી કોઈ ને છેતરવા નહી, દેવ, ગુરૂ, સત્ય ધર્મ વિગેરેના કદીપણ કસમ ખાવા નહી ખોટા તોલ માપ રાખવા નહી, વસ્તુમાં સેળભેળ કરવો નહી. સારી જણુશ બતાવી નબળી જણુશ આપવી નહી, રકમ આઘી પાછી લખવી નહી, વિશ્વાસઘાત કરવો નહી, ગેરવ્યાજબી વ્યાજ લેવું નહિ, કમાણી ઉપર રૂપીએ એક આનો કે છેવટ એક પૈસો પોતાની શ્રદ્ધા મુજબ પુન્યાર્થનો હીસ્સો અવશ્ય કાઢવો, વ્યાજબી રીતે સત્યતા પ્રમાણે વર્તવું.

પ્ર. શ્રાવકને કેટલી વસ્તુ ખાવા લાયક નથી ?

ઉ. ૨૨.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. વડના ટેટા, ૨ પીંપળાના ટેટા, ૩. પીંપરના ટેટા, ૪ કઠુંબર, ૫ ઉંબરના ફળ, ૬ મધ, ૭ માંખણ, ૮ મદીરા,

૯ માંસ, ૧૦ ઉંધીઉં, ૧૧ વિષ, ૧૨ કરા પડે છે તે, ૧૩ રીંગણા પ્રમુખનાં ભડથાં, ૧૪ રાત્રીભોજન, ૧૫ રીંગણાં, ૧૬ જેમાં ઘણાંજ બીજ હોય તેવી કુણી કાકડી પ્રમુખ ફળ, ૧૭ કંદમૂળ તે લસણ ડુંગળી સકરીઆં પટેટા પ્રમુખ, ૧૮ હંમેશ મીઠાના પાણીમાં રાખી મુંકે તેવું બોળ અથાણું, ૧૯ લીલ ફુલ વળેલ દહીં, ૨૦ અજાણ્યું ફળ ફુલ, ૨૧ તુચ્છ ફળ તે જેમાં ખાવાનું થોડું ને નાખી દેવાનું ઘણું તેવાં બોર, સીતાફળ પ્રમુખ ફળ, ૨૨ ચલીત રસ ( બગડેલી ) વાળી વસ્તુ. એમ ૨૨.

પ્ર. અનંતકાય કેટલી ?

ઉ. ૩૨.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. સુરણ કંદ, ૨. વજ્રકંદ, ૩. લીલી હળદર, ૪. આદુ ૫. લીલો કચુરો ૬. સતાવળ વેલ ૭. વીરાલી વેલડીના ભેદ ૮. કુંવારનાં પાઠાં ૯. થોર ૧૦. ગળો ૧૧. લસણુ ૧૨. વંશ કારેલાં ૧૩. ગાજર ૧૪. લુણી ૧૫. પદમીની કંદ ૧૬. ગીર કર્ણિવેલ ૧૭. કુંપળ પત્ર ૧૮. ખરસુઆ ૧૯. થેક ૨૦. લીલીમોથ ૨૧. લોણુ ભ્રમર વૃક્ષ તેની છાલ. (બીજા અંગ નહી) ૨૨. ખીલોડા કંદ ૨૩. અમરવેલ ૨૪. મૂળાના કંદ ૨૫. ભુંઇ ફોડા ૨૬. ઉગતા અંકુરા ૨૭. ટંકવથુલો ( સ્યાક ભેદ ) ૨૮. મરકર નામે વાલ (અનાજ રૂપે વાલ છે તે નહી ) ૨૯. પલ્યંક (શાક

ભેદ) ૩૦, કુણી આંબલી ૩૧. આલુકંદ ૩૨. પીંડાળુ કંદ એ ૩૨ અનંતકાય છે તે સિવાય બીલકુલ સેવાળ સર્વ કંદ મૂળાદિક અનંતકાયની ઘણી જાત છે, તેના એકેકા શરીરમાં અનંત અનંત જીવ વીતરાગદેવે કહ્યા છે.

પ્ર. કંદમૂળની ઓળખાણ શું ?

ઉ. તેને ભાંગતાં ચક્ર પડે અને તેને બેવડી ગાંઠ હોય તેમજ પૃથ્વીની પેરે પડ હોય તથા ધરતીમાંહી વનસ્પતિનો જેટલો ભાગ હોય તે.

પ્ર. નિરોગી શરીરવાળા મનુષ્યના એક શ્વાસોશ્વાસમાં કંદમૂળના જીવ કેટલા ભવ કરે છે ?

ઉ. સાડા સત્તર ભવ.

પ્ર. બે ઘડીમાં કેટલા ભવ કરે છે ?

ઉ. પાંસઠ હજાર પાંચસો ને છત્રીસ ભવ કરે.

પ્ર. એ બત્રીસ અનંતકાયને જાણીને શું કરવું ?

ઉ. એ જીવની દયા પાળવી અને તેનું ભક્ષણ કરવું નહી,

પ્ર. એ વ્રત કેટલી કોટીએ ?

ઉ. ત્રણ કોટીએ.

પ્ર. ત્રણ કોટી તે કઈ ?

ઉ. જે કામની બંધી કરી છે તે કામ કરવું નહી, મન, વચન, કાયાએ કરી.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૪૫૫.

## પ્રતિક્રમણના તેરમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. તેરમા પાઠનું નામ શું ?

ઉ. અનર્થાદંડ વ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. અનર્થાદડથી નિવર્તવા વિષે,

પ્ર. અનર્થાદડ એટલે શું ?

ઉ. જેમાં આપણી મતલબ ન હોય અને નાહક દંડાવું તે.

પ્ર. તે અનર્થાદડ કેટલા પ્રકારના છે ?

ઉ. ચાર પ્રકારના.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. મતલબ વિના આર્તધ્યાન ધરે. ૨. ઘી તેલ પાણી વિગેરેનાં વાસણો ઉઘાડાં મુંકે ૩. જે શસ્ત્રવડે હિંસા થઇ શકે તેવા શસ્ત્રો બીજાને આપે ૪. કોઇને ખોટી સલાહ બતાવે તથા પાપ કર્મનો ઉપદેશ દિએ. એ ૪.

પ્ર. આર્તધ્યાન એટલે શું ?

ઉ. શોકમાં નિમગ્ન (ડૂબી જવું) અને દીલગીર થઇ ઉચાટ કરવો તે.

પ્ર. આર્તધ્યાન કેટલે પ્રકારે થાય ?

ઉ. ચાર પ્રકારે.

પ્ર. તેહનાં નામ શુ ?

ઉ. ૧. પ્રિય વસ્તુનો વિયોગ થયેલ હોય તે ફરી મેળવવાને

ચિંતા કરે, અપ્રિય વસ્તુનો સંયોગ (મેળાપ) થએલ હોય તેહને દૂર કરવા ચિંતા કરે, ૨. ધન ધાન્યાદિક ભલી વસ્તુ મળી છે તે રખે નાશ પામે તેની ચિંતા કરે, ૩. શરીરમાં રોગ ઉત્પન્ન થએલા હોય તે કયારે દૂર થશે તેની ચિંતા કરે, ૪. પૂર્વે જે કામભોગ ભોગવેલ હોય તેહને સંભારે એ ૪.

પ્ર. દીલગીરીનાં લક્ષણુ કેટલાં ?

ઉ. ચાર.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. મોટા અવાજે પોકાર કરી રોવે, ૨. કંગાલપણે શોચ કરે, ૩. આંસુ ખેરવે, ૪. બીજાની પાસે કંગાલપણે વારંવાર દુઃખ પોકારે એ ૪.

પ્ર. અનર્થાદંડ કેમ બંધ થાય ?

ઉ. જીભ જાળવવાથી અને આળસ છોડવાથી.

પ્ર. અનર્થાદંડ કેટલા પ્રકારે વર્તતાં ન લાગે ?

ઉ. પાંચ પ્રકારે.

પ્ર. તેહનાં નામ શું ?

ઉ. ૧. માણુસ કામાતુર થાય તેવી વાત બોલવી નહી, ૨. મોઢેથી ખોટી ચેષ્ટા કરવી નહી, ૩. આળ પંપાળનાં વચન તથા જેમ તેમ બોલવું નહી, ૪. જે શસ્ત્રથી પાપ થાય તેવાં શસ્ત્રો સજ્જ કરાવવાં નહી, ૫. જે વસ્તુ એકવાર ભોગવવામાં આવે તથા જે વસ્તુ વારંવાર ભોગવવામાં આવે તેની અતીશે ચાહના તજવી એ ૫.

પ્ર. જીવ કિયા પાપ કર્મવડે કરીને ભારે થાય?
ઉ. અનર્થાદંડથી.
પ્ર. માટે શું કરવું?
ઉ. વિચારીને પાપ ન લાગે તેમ બોલવું.
પ્ર. એ વ્રત કેટલી કોટિએ?
ઉ. છ કોટિએ.
પ્ર. એ પાઠના અક્ષર કેટલા?
ઉ. ૧૮૫.

---

## પ્રતિક્રમણના ચૌદમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. ચૌદમા પાઠનું નામ શું?
ઉ. સામાયિક વ્રત.
પ્ર. એ પાઠ શા વિષે છે?
ઉ. સાવદ્યયોગની બંધી કરવા વિષે.
પ્ર. સાવદ્યયોગ કેહને કહીએ?
ઉ. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ વિગેરે પાપ કર્મ તે.
પ્ર. એ વ્રત થોડામાં થોડું કેટલા વખત સુધીનું?
ઉ. એક મુહૂર્તનું.
પ્ર. મુહૂર્ત એટલે શું?
ઉ. બે ઘડી.
પ્ર. ઘણામાં ઘણું કેટલા વખત સુધીનું?

ઉ. ક્રોડ પૂર્વમાં નવ વર્ષ ઉંણા સુધીનું.

પ્ર. એ કોના આશ્રી કહ્યું ?

ઉ. સાધુ આશ્રી.

પ્ર. સાધુ આશ્રી શી રીતે ?

. ક્રોડ પૂર્વના આયુષ્યવાળો માણસ નવ વર્ષની ઉંમરે દિક્ષા લે તેને જાવ જીવ સુધીનું સામાયિક વ્રત હોય તે આશ્રી.

પ્ર. નવ વર્ષ શાથી કહ્યા ?

ઉ. નવ વર્ષની ઉમર થયા પહેલાં દીક્ષા દેવાય નાહ તેથી.

પ્ર. એક પૂર્વનાં કેટલાં વર્ષ થાય ?

ઉ. સીત્તેર લાખ ક્રોડ અને છપ્પન હજાર ક્રોડ વર્ષ.

પ્ર. એકી નંબરની ઘડીએ સામાયિક કરવું હોય તો થાય કે નહી ?

ઉ. નહી.

પ્ર. એકી નંબર એટલે શું ?

ઉ. એક ઘડી, ત્રણ ઘડી, પાંચ ઘડી, સાત ઘડી વિગેરે.

પ્ર. ત્યારે કેવી ઘડીએ થાય ?

ઉ. બે ઘડી, ચાર ઘડી, છ ઘડી, વિગેરે બેકી નંબરની ઘડીએ થાય.

પ્ર. સામાયિકમાં ખવાય પીવાય કે નહિ ?

ઉ. નહિ.

પ્ર. શા કારણથી ?

ઉ. સાવદ્યયોગની બંધી કરેલી છે તેથી તથા એ વ્રતની એવી મર્યાદા છે કે ખાવાપીવાની વાત પણ થઈ શકે

નહિ તો ખાવા પીવાનું હોયજ ક્યાંથી ?

પ્ર. શ્રાવકને કેટલા વખત સુધીનું એ વ્રત હોય ?

ઉ. બે ઘડી, ચાર ઘડી વિગેરે જેટલા અમુક વખત સુધીનું આપણે પ્રમાણ કરવું હોય તેટલા વખત સુધીનું થાય.

પ્ર. એ વ્રતમાં શું કરવું ?

ઉ. ધર્મ પુસ્તક વાંચવું, ભણવું, ધર્મવાર્તા કરવી, પરમેશ્વરનું સ્મરણ કરવું.

પ્ર. બે ઘડીના એક સામાયિકમાં તન્દુરસ્તીવાળો કેટલા શ્વાસ લે.

ઉ. ૩૭૭૩.

પ્ર. એક રાત દિવસમાં કેટલા લિએ ?

ઉ. ૧૧૩૧૯૦.

પ્ર. એ વ્રતનું રક્ષણ કેવી રીતે થાય ?

પ્ર. પાંચ મૂળ દોષ ટાળવાથી.

પ્ર. પાંચ મૂળ દોષ કેહને કહીએ ?

ઉ. ૧ જીવ હિંસા કરે, ૨ જુઠું બોલે, ૩ અણદીધેલું લે એટલે ચોરી કરે, ૪ મૈથુન સેવે, ૫ પરિગ્રહ લિએ, એ ૫.

પ્ર. એ પાંચ મૂળ દોષ લગાડે તો શું થાય ?

ઉ. એ સામાયિક વ્રત ભાંગે.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ ?

ઉ. છ કોટીએ.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૯૦

## પ્રતિક્રમણના પંદરમા પાઠનાં પ્રશ્નોત્તર.

**પ્ર.** પંદરમા પાઠનું નામ શું ?

**ઉ.** દેશાવગાસિક વ્રત.

**પ્ર.** તે પાઠ શા વિષે છે ?

**ઉ.** સંવર કરવા વિષે.

**પ્ર.** સંવર એટલે શું ?

**ઉ.** પાંચ આશ્રવનો ત્યાગ.

**પ્ર.** પાંચ આશ્રવ કિયા ?

**ઉ.** ૧ જીવહિંસા, ૨ અસત્ય વચન, ૩ ચોરી, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, એ પાંચ.

**પ્ર.** દેશાવગાસિક એટલે શું ?

**ઉ.** પૂર્વાદિક છ દીશાનું પ્રમાણ કરી આખો દિવસ ધર્મ સ્થાનકમાં રહેવું તે.

**પ્ર.** દેશાવગાસીકમાં ખવાય પીવાય કે નહિ ?

**ઉ.** ખવાય પીવાય.

**પ્ર.** કેવું ખવાય પીવાય ?

**ઉ.** નિર્વદ્ય.

**પ્ર.** નિર્વદ્ય એટલે શું ?

**ઉ.** સચિતાદિક દોષરહીત.

**પ્ર.** તે ખાનપાન આપણું કે પારકું ?

**ઉ.** આપણુંએ ખરૂં અને પારકું પણ ખરૂં.

**પ્ર.** તે કેવી રીતે ?

ઉ. પોતાને ઘેરથી અન્નપાણી લઇને આવે, કોઈ ઉત્સાહી માણસ જમાડે, અથવા પોતાની જ્ઞાતિમાં નિર્વદ્ય ગૌચરી કરે.

પ્ર. એ વ્રતમાં રાત્રીએ ખવાય પીવાય કે નહિ?

ઉ. નહિ.

પ્ર. રાત્રીએ શાથી ન ખાવું ?

ઉ. કુંદાં, પતંગીયા પ્રમુખ રાત્રીએ ફરનારા ઝીણા જંતુઓ ખાનપાનમાં પડે જે દેખવામાં આવે નહિ તે ખાધામાં આવે તો અભક્ષ થાય તથા કોઇ વખતે ઝેરી જંતુઓ પણ ખાધામાં આવવાથી આત્મઘાત ને પરઘાત થાય તેથી.

પ્ર. રાત્રીએ ખાધાથી શું નુકશાન થાય ?

ઉ. કીડી ખાધામાં આવે તો બુદ્ધિનો નાશ થાય, જુંથી જળંદરનો રોગ થાય, માંખીથી ઉલટી (વમન) થાય, કરોળીઓ અથવા કરોળીઆના પડથી કોઢનો રોગ થાય, વાળથી સ્વર ભંગ થાય. લાકડાના કટકાથી કંઠમાળનો રોગ થાય, તન્દુરસ્તી બગડે, ઇત્યાદિક ઘણી જાતનું નુકસાન થાય છે.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. રાત્રીએ કદીપણ ખાવું નહિ.

પ્ર. રાત્રીભોજન કિયા વ્રતના રક્ષણ માટે ન કરવું ?

ઉ. પહેલા વ્રતના.

પ્ર. પહેલા વ્રતના રક્ષણ માટે શી રીતે ?

ઉ. રાત્રિભોજન કરવાથી ત્રસ જીવની હાણી થાય તેથી પ-

હેલું વ્રત વિરાધાય અને રાત્રીભોજન નહી કરવાથી ત્રસ જીવનું રક્ષણ થાય તેથી.

**પ્ર.** એક રાત્રિનો ચૌવિહાર કરે તો શું ફળ થાય?

**ઉ.** અડધા ઉપવાસનું પુન્ય થાય.

**પ્ર.** અડધા ઉપવાસનું ફળ કેટલું?

**ઉ.** પાંચ હજાર ક્રોડ વર્ષનાં કર્મ ક્ષય કરે અને તેટલાજ વર્ષનું દેવ ગતિનું સુખ બાંધે.

**પ્ર.** દેશાવગાસિક વ્રતને વિષે કેવી રીતે વર્તવું?

**ઉ.** ૧ બીજો માણસ પોતાને કામે જતો હોય તેની પાસે પોતે હદમાં રહીને કાંઇ પણ જણસ મંગાવવી નહિ, ૨ ચાકરને મોકલીને કાંઇ જણસ મંગાવવી નહિ, ૩ પોતાની હદમાં રહી બીજા હદ બહારવાળાને સાદ કરી વસ્તુ મંગાવવી નહિ, ૪ રૂપ દેખાડીને મંગાવવી નહિ, ૫ બીજાને કાંકરી પ્રમુખ વસ્તુ નાખી ઇસારો કરી વસ્તુ મંગાવવી નહિ; એવી રીતે વર્તવું.

**પ્ર.** વળી કેવી રીતે વર્તવું?

**ઉ.** પાંચ આશ્રવનો ત્યાગ કરવો, ઉઘાડે મોઢે બોલવું નહિ, મુખપતિ ગુચ્છો વસ્ત્રનું પલેવણ કરવું આખો દિવસ ને રાત્રિ થઈ કમતીમાં કમતી અગ્યાર સામાયિક કરવાં, પાપનાં તમામ કામ બંધ કરી આખો દિવસ ધર્મ પુસ્તક વાંચવું, ભણવું ને પરમાત્માની ભક્તિ કરવી.

**પ્ર.** એ પ્રમાણે ન વર્તે તો શું થાય?

ઉ. એ વ્રત ખંડીત થાય ને દોષ લાગે.

પ્ર. દેસાવગાસીક વ્રત કેટલા પ્રકારે થાય ને તેનાં નામ શું ?

ઉ. બે પ્રકારે. તે એકમાં ખવાય પીવાય અને બીજામાં ઉપવાસ સંવર પોષો કરવો તે.

પ્ર. ઉપવાસ એટલે શું ?

ઉ. ૧ અન્ન, ૨ પાણી, ૩ લીલો સુકો મેવો, ૪ મુખવાસ એ ચાર પ્રકારના આહાર છે તેમાં પાણી સિવાય ત્રણ આહારનો અથવા ચાર આહારનો ત્યાગ કરવો તે.

પ્ર. સંવર પોષો એટલે શું ?

ઉ. પાણી પીવાની છુટ રાખી બાકી ત્રણ આહારના ત્યાગરૂપ તેવિહારો ઉપવાસ કરી પાંચ આશ્રવનો ત્યાગ કરી આખો દિવસ રાત્રી ધર્મ સ્થાનકમાં રહેવું તે.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ ?

ઉ. છ કોટીએ ને ત્રણ કોટીએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૬૪.

---

## પ્રતિક્રમણના સોળમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. સોળમા પાઠનું નામ શું ?

ઉ. પોષધ વ્રત.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. પોષો કરવા વિષે.

પ્ર. પોષો થોડામાં થોડો કેટલા વખતનો ?

ઉ. એક અહોરાત્રીનો

પ્ર. અહોરાત્રી એટલે શું ?

ઉ. એક દિવસ ને એક રાત્રી.

પ્ર. એ વ્રત સંપૂર્ણ કરવું હોય તો પાઠ કેમ બોલાય ?

ઉ. પડીપુન પોષધવ્રત એમ બોલવું.

પ્ર. સંપૂર્ણ વ્રત કેવી રીતે સમજવું ?

ઉ. જે વખતે પોષાનું નિયમ લીધું હોય તેજ વખતે બીજે દિવસે પોષાથી છુટા થવું.

પ્ર. એ વ્રતમાં શેના શેના પચ્ચખાણ થાય છે ?

ઉ. ચાર આહારના, ૨ કુશીલ સેવવાના, ૩ મણી સૂવર્ણાદિક ધાતુ રાખવાના, ૪ પુષ્પાદિક માળાના, ૫ વિલેપનનાં, ૬ હથિઆરનાં, ૭ સાવદ્ય કામનાં ને ૮ વ્યાપારના.

પ્ર. જે આભરણ નીકળી શકે તેમ ન હોય તો શું કરવું ?

ઉ. પોષાનો પાઠ ઉચરતી વખતે ઉમુક મણી સુવર્ણના પચ્ચખાણ એમ શબ્દ બોલવો.

પ્ર. ઉમુક મણી સુવર્ણના પચ્ચખાણ એટલે શું ?

ઉ. સોનીને ઘરે ગયા વિના નિકળી શકે નહિ તેવાં ઘરેણાં સિવાયના પચ્ચખાણ.

પ્ર. ઉમુક શબ્દ બોલવાનું કારણ શું ?

ઉ. પુરૂષને કાનમાં કડી પ્રમુખ હોય, સ્ત્રીને ચુડા ઉપર

સોનાની ચીપ હોય, કાનનું ઘરેણું હોય, નાકમાં નથડી હોય ઈત્યાદિક અવશ્ય પ્રકારનું ઘરેણું હોય ને વ્રત કરેલ હોય તો વ્રતમાં દોષ ન લાગે તેથી.

પ્ર. એ વ્રતમાં કેટલા વસ્ત્ર રાખવા ?

ઉ. પાંચ

પ્ર. પોષામાં કેટલા દોષ ટાળવા ?

ઉ. ૧૮.

પ્ર. તે અઢારનાં નામ શું ?

ઉ. ૧ પોષામાં અવ્રતીની લાવેલ વસ્તુ વાપરે તો દોષ, ૨ પોષાને કાજે અતરવારણાના દિવસે (પોષો કરવાને આગલે દિવસે) સરસ આહારનો જોગ મેળવે તો દોષ, ૩ પોષાને કાજે શરીરની વિભુષા કરે તો દોષ, ૪. પોષાને માટે વસ્ત્ર ધોવરાવે તો દોષ, ૫ પોષામાં બહુ મૂલ્યવાન વસ્ત્ર પહેરે તો દોષ, ૬ પોષામાં મેલ ઉતારે તો દોષ, ૭. પોષામાં દિવસે સુવે તો દોષ, ૮. પોષામાં કામ (વિષય) પ્રદિપ્ત થાય તેવી કથા કરે તો દોષ, ૯ ભોજનની કથા કરે તથા રાજકથા કરે તો દોષ, ૧૦ પોષામાં દેશકથા કરે તો દોષ, ૧૧ પરનિંદ્યા કરે તો દોષ, ૧૨ પોષામાં માતપિતા વિગેરે અવ્રતીને આવો જાવો કહે તો દોષ, ૧૩ પોષામાં ચોરીની કથા કરે તો દોષ, ૧૪ પોષામાં સ્ત્રીના અંગોપાંગ નીરખે તો દોષ, ૧૫ જ્યાં સ્ત્રી બેઠેલી હોય ત્યાં બે ઘડી થયા પહેલાં

બેસે તો દોષ, ૧૬ પોષામાં સંસારનું કામ ચિંતવે તો દોષ, ૧૭ પોષામાં ઉચાર (દસ્ત) પાસવણ (પેશાબ) નાં વાસણ ઠેકાણે ન રાખે તો દોષ, ૧૮ શય્યા સંથારાદિક પૂંજ્યા વિના વાપરે તો દોષ, એ ૧૮.

પ્ર. એ અઢાર મૂળદોષ કહેવાય કે ઉત્તર દોષ ?

ઉ. ઉત્તરદોષ કહેવાય.

પ્ર. ઉત્તર દોષ કહેવાનું કારણ શું ?

ઉ. એ અઢાર માંહીલો કોઇપણ દોષ લાગવાથી સર્વથા પ્રકારે વ્રત ભંગ ન થાય તેથી.

પ્ર. એ વ્રતમાં કેટલા અતિચારો ટાળવા ?

ઉ. પાંચ.

પ્ર. તેહનાં નામ શું ?

ઉ. ૧ ઉપાશ્રય તથા પથારીને પ્રતિલેખે તથા દુષ્ટ રીતે પ્રતિલેખે, ૨ ઉપાશ્રય તથા પથારી ન પુંજે તથા દુષ્ટ રીતે પુંજે, ૩ લઘુનીતિ (પેશાબ) નું તથા વડીનીતિ (દસ્ત)નું ભાજન (વાસણ) ન પ્રતિલેખે તથા દુષ્ટ રીતે પ્રતિલેખે, ૪ લઘુનીતિનું ભાજન ન પુંજે તથા દુષ્ટ રીતે પુંજે, ૫ પોષામાં પ્રમાદ સેવે તથા સ્વાધ્યાય ધ્યાન ન કરે ને વિકથા કરે એ ૫.

પ્ર. પ્રતિલેખે એટલે શું ?

ઉ. જોવે.

પ્ર. ન પ્રતિલેખે એટલે શું ?

ઉ. ન જોવે.

પ્ર એ દોષનું નિવારણ કેમ થાય ?

ઉ. એ પાંચે પ્રકારે સમી રીતે વર્તવાથી તથા પૂર્ણ પસ્તાવા-રૂપે મિચ્છામી દુક્કડં દેવાથી.

પ્ર. એ વ્રત કેટલી કોટીએ ?

ઉ. ૭ કોટીએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૮૦.

## પ્રતિક્રમણના સત્તરમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. સત્તરમા પાઠનું નામ શું ?

ઉ. અતીથિ સંવિભાગ વ્રત.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. મુનિને દાન દેવા વિષે.

પ્ર. અતીથિ સંવિભાગ એટલે શું ?

ઉ. જેઓની અમુક તીથિ નિર્માણ કરેલી નથી કે ફલાણા વખતે મુનિ પધારશે અને સંવિભાગ એટલે ગૃહસ્થની વસ્તુમાં ભાગીદાર.

પ્ર. મુનિને દાન દેવાની ભાવના કઇ વખતે ભાવવી ?

ઉ. વિશેષે કરી જમતી વખતે.

પ્ર. તે ભાવના કેવી રીતે ભાવવી ?

ઉ. જો અત્યારે મુનિરાજ પધારે તો દાન દઇને ભોજન કરૂં તો સફળ થાય.

પ્ર. જમતી વખતે કેટલા પ્રકારના દાનની ભાવના ભાવવી ?

ઉ. ચાર પ્રકારની.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ અન્નની જાતિ, ૨ પાણીની જાતિ, ૩ મેવાની જાતિ, ૪ મુખવાસની જાતિ એ ચાર.

પ્ર. એકંદર મુનિને કેટલા પ્રકારનું દાન દેવું ?

ઉ. ચૌદ પ્રકારનું.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ અન્ન, ૨ પાણી, ૩ મેવો, ૪ મુખવાસ, ૫ વસ્ત્ર, ૬ પાત્ર, ૭ કાંબળી, ૮ રજોહરણ ગુચ્છો, ૯ પાટ બાજોઠ પ્રમુખ, ૧૦ ઓઠીંગણ દેવાનું પાટીયું, ૧૧ મકાન, ૧૨ પરાળ, પ્રમુખની પથારી, ૧૩ ઔષધ, ૧૪ ભેષજ તે ચૂર્ણ પ્રમુખની ગોળી એ ૧૪.

પ્ર. તેમાં પાઢીહારૂ દાન કેટલા પ્રકારનું ?

ઉ. છ પ્રકારનું.

પ્ર. પાઢીહારૂ એટલે શું ?

ઉ. મારે જરૂર હશે ત્યાંસુધી આ વસ્તુ રાખી પછી પાછી આપી જઇશ એવી મુનિ સરત કરી વસ્તુ લઈ જાય, કામ પૂર્ણ થયેથી પાછી આપે તો લઇ શકાય તેવું દાન.

પ્ર. તે છનાં નામ શું ?

ઉ. પાટ બાજોઠ પ્રમુખ, ૨ ઓઠીંગણુ દેવાનું પાટીઉં, ૩ મકાન, ૪ પરાળ પ્રમુખની પથારી, ૫ ઔષધ, ૬ ભેષજ એ ૬.

પ્ર. પાછું લેવાનો પાઠ કયાં છે?

ઉ, તેજ પાઠમાં.

પ્ર. કિયો શબ્દ.

ઉ. પાઢીહારૂ.

પ્ર. કેટલા પ્રકારનું દાન સર્વથા પ્રકારે આપી દેવું ?

ઉ. ૮ પ્રકારનું.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ચાર પ્રકારનો આહાર, ૫ વસ્ત્ર, ૬ પાત્ર, ૭ કાંબળી, ૮ રજોહરણ ગુચ્છો એ ૮.

પ્ર. એ ચૌદ સિવાય બીજું દાન કિયું દેવું ?

ઉ. પુસ્તક, કાગળ, કલમ, રૂશનાઇ, દોરી વિગેરે–અચિત વસ્તુ જે મુનિને ખપે છે તે તમામનું દાન દેવું.

પ્ર. મુનિને દાન દેતા સર્વથા અસુઝતું થાય તો શું કરવું ?

ઉ. તે દિવસે પાંચ માંહેલી એક વિગય તજી દેવી.

પ્ર. પાંચ વિગયના નામ શું ?

ઉ. ૧. દુધ, ૨. દહીં, ૩. ઘી, ૪. તેલ, ૫. ગળપણ એ ૫.

પ્ર. તે દાન દેતાં કેટલા પ્રકારના દોષ ટાળવા ?

ઉ. પાંચ.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. જીવવાળી વસ્તુ અજાણતાં સચેત વસ્તુમાં ભળી હોય તે મુનિને આપે તો દોષ, ૨. સચેત વસ્તુએ ઢાંકેલી અચેત વસ્તુ આપે તો દોષ, ૩. વસ્તુનો કાલ અતિક્રમી ગએલ હોય તે વસ્તુ ( બગડી ગએલી ચીજ ) આપે તો દોષ, ૪. પોતે સુઝતો હોય ને બીજાને વહોરાવવાનું કહે તો દોષ, ૫. દાન દઇને અભિમાન કરે તો દોષ. એ પાંચ ૫.

પ્ર. એ પાંચ દોષસહિત વહોરાવતાં શું થાય ?

ઉ. પાપકર્મ બંધાય ને ગુરૂની આશાતના થાય.

પ્ર. મુનિ આપણે ઘેર પધારે તો પ્રથમ આપણે શું કરવું ?

ઉ, મુનિને દુરથી જોવામાં આવે તો સાત આઠ પગલાં સામા જઇ મુખે જતના રાખી પધારો કહી સ્તુતિ નમસ્કાર કરી ઉપર કહેલાં ચૌદ પ્રકારના અને તે શિવાયના મુનિને ખપતી વસ્તુના દાનની આમંત્રણા કરવી.

પ્ર. મુનિ વોહોરી પાછા વળે ત્યારે આપણે શું કરવું ?

ઉ. મુનિની પાછળ પાછળ સાત આઠ પગલાં સાથે જઇ નમસ્કાર કરી પાછા પધારજો એમ કહી પાછા વળવું.

પ્ર. મુનિનો જોગ ન બને તો શું કરવું ?

ઉ. હંમેશા ભાવના તો ભાવવીજ.

પ્ર. મુનિ શિવાય બીજાને દાન દેવું કે નહિ ?

ઉ. હા, દેવું.

પ્ર. શેનું દાન દેવું.

ઉ. કોઇને જીવતરનું, જ્ઞાનનું, અન્નનું, પાણીનું, વસ્ત્રનું, મકાનનું, ઔષધનું, આસનનું વિગેરેનું દાન દેવું.

પ્ર. એથી શું થાય ?

ઉ. પુન્ય થાય.

પ્ર. તે ક્યાં કહ્યું છે ?

ઉ. પુન્ય તત્ત્વમાં.

પ્ર. એ વ્રત કેટલી કોટિએ ?

ઉ. છ કોટિએ.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૯૬.

## પ્રતિક્રમણના અઢારમાં પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર અઢારમા પાઠનું નામ શું ?

ઉ. સંલેખણાનો પાઠ.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. સંલેખણા કરવા વિષે.

પ્ર, સંલેખણા એટલે શું ?

ઉ. મરણના અંતે શરીરને તજવે કરી પાપ આશ્રવ આહાર અને કષાયને પાતળાં પાડવાં તે.

પ્ર. તે સંલેખણા શા માટે કરવી ?

ઉ. ક્ષમા રાખી જીંદગીપર્યંત કરેલા પાપથી મુક્ત થવા-

૩૫ આરાધના કરવા માટે.

પ્ર. સંલેખણામાં કેટલી વસ્તુનો ત્યાગ કરવો ?

ઉ. ૭ વસ્તુનો.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. પાંચ આશ્રવનો, ૨. અઢાર પાપનો, ૩. ત્રણ શલ્યનો, ૪. આહારનો, ૫. શરીરનો, ૬ ઉપાધિનો, એ ૬.

પ્ર. ઉપાધિમાં શું આવ્યું ?

ઉ. નવ પ્રકારનો પરિગ્રહ કુટુંબ પરિવાર વિગેરે સર્વ વસ્તુ.

પ્ર. તે સંલેખણા કેવી રીતે કરવી ?

ઉ. પ્રથમ પોષધશાળા પૂંજીને તથા લઘુનીતિ, વડીનીતિની જગ્યાએ ડાભડા પ્રમુખની પથારી કરવી, પછી પૂર્વ તથા ઉત્તર દિશામાં મુખ રાખીને, પલાંઠી પ્રમુખ આસને બેસી, બે હાથ જોડી પહેલું નમોત્થુણં અરિહંત દેવને કહેવું, પછી સિદ્ધ ભગવંતને, પછી પોતાના ધર્મ ગુરૂ ધર્માચાર્યને કહેવું.

પ્ર. પછી શું કરવું ?

ઉ. પરમેશ્વરની પાસે પોતાના પાપની માફી માગવી.

પ્ર. પોતે શું શું પાપ કર્યા હોય કે તેની માફી માગવી ?

ઉ. અઢાર પાપસ્થાનક પ્રમુખ સેવ્યાં હોય તેની.

પ્ર. માફી માગ્યા પછી શું કરવુ ?

ઉ. ત્રણ શલ્યરહિત થઇ પાંચ આશ્રવ, અઢાર પાપસ્થાનક પચખવાં.

પ્ર. પચ્ચખવાથી શું થાય ?

ઉ. નવું પાપ આવતું હોય તો તે બંધ થાય ?

પ્ર. પછી શું ત્યાગવું ?

ઉ. ચાર આહારનાં પચ્ચખાણ કરવાં.

પ્ર. તે પછી શું ત્યાગવું ?

ઉ. પોતાનું શરીર.

પ્ર. તે પોતાનું શરીર કેવું હતું ?

ઉ. ઇષ્ટકારી, કંતકારી, પ્રિયકારી, ચાહના કરવા યોગ્ય, સુંદર, સદાય વહાલું, ધીરજ દેનાર, વિશ્વાસ રાખવા યોગ્ય, વિશેષે વારંવાર માનવા યોગ્ય.

પ્ર. તેને કેવી રીતે માનતા હતા ?

ઉ. રત્નના કરંડીયા સમાન ઘરેણાના ડાબડાં સમાન.

પ્ર. ત શરીરનું કેની રીતે રક્ષણ કર્યું હતું ?

ઉ. રખે ટાઢ લાગો, રખે તાપ લાગો, રખે ડાંસ મચ્છરાદિક કરડો, રખે ભૂખ લાગો, રખે તરસ લાગો, રખે ચોરાદિકનો ભય થાઓ, રખે સર્પાદિક કરડો, એવી રીતે જાણીને દુઃખનું નિવારણ કર્યું હતું.

પ્ર. વળી બીજી રીતે કેવું સાચવ્યું હતું ?

ઉ. રખે મને પીત્ત થાય, રખે મને વ્યાધિ થાય, રખે સલેખમ થાય, રખે ઉલટી થાય, રખે સનેપાત થાય, રખે વિવિધ પ્રકારના અસાધ્ય રોગ થાય, રખે દેવ, મનુષ્ય તર્યંચના ઉપસર્ગ થાય.

પ્ર. તેવા શરીરને શું કરવું ?

ઉ. તજી દેવું.

પ્ર. તે કયારે ને કેટલા વખત સુધી તજવું ?

ઉ. મરણને અંતે છેલ્લા શ્વાસોશ્વાસ સુધી.

પ્ર. એવી સંલેખણા કર્યા પછી શું કરવું ?

ઉ. તે પાંચ દૂષણ લગાડવાં નહી.

પ્ર. તે પાંચ દૂષણનાં નામ શું ?

ઉ. ૧. આ મનુષ્ય લોકની સુખની ઇચ્છા કરવી નહી, ૨. પરલોક તે દેવતાના સુખની ઈચ્છા કરવી નહિ, ૩. સુખ આવે લાંબો વખત જીવું તો ઠીક એમ ઇચ્છવુ નહિ, ૪. દુ:ખ આવે મરણ ઇચ્છવું નહિ, ૫. કામભોગની ઇચ્છા કરવી નહિ. એ ૫.

પ્ર. એ દુષણ ટાળ્યા પછી શું કરવું ?

ઉ. પરમેશ્વરની પાસે પોતાનાં કરેલાં પાપની માફી માગી પોતાનાં દુષ્ટ કૃત્યોને ધીક્કારતા જવું, અરિહંત સિદ્ધ અને પોતાના ધર્મગુરૂનું સ્મરણ છેવટ મરણ સુધી કર્યા કરવું ?

પ્ર. એ સંલેખણા કયારે કરવી ?

ઉ. મરણને અંતે

પ્ર. એ સંલેખણા કેટલી કોટીએ થાય ?

ઉ. નવ કોટિએ.

પ્ર. તે નવ કોટિનો પાઠ શી રીતે બોલાય ?

ઉ. જાવ જીવાએ તિવિહં તિવિહેણં ન કરેમી ન કારવેમિ

કરતં નાણું જાણુઈ મણુસા વયસા કાયસા એમ બોલવું.

પ્ર. નવ કોટી જૂદી જૂદી ગણાવો?

ઉ. નકરેમી મણુસા વયસા ને કાયસા, નકારવેમી મણુસા, વયસા ને કાયસા, કરતં નાણું જાણુઇ મણુસા વયસા ને કાયસા.

પ્ર. તે નવ કોટી સ્પષ્ટ સમજાવો?

ઉ. જે જે કામની બંધી કરેલી છે તે કામ કરૂં નહિ, ૧, મનથી, ૨ વચનથી, ૩ કાયાથી કરાવુ નહિ, ૪ મનથી. ૫. વચનથી, ૬. કાયાથી, કરતાને ભલું જાણવુ નહી, ૭ મનથી, ૮ વચનથી, ૯ કાયાથી એ નવ.

પ્ર. તેની અંદર કરણ કેટલા ને જોગ કેટલા?

ઉ. ત્રણ કરણ ને ત્રણ જોગ.

પ્ર. ત્રણ કરણ કિયા?

ઉ. ૧. કરૂં નહિ, ૨. કરાવું નહિ, ૩. કરતાં પ્રત્યે ભલું જાણવું નહી એ ૩.

પ્ર. ત્રણ જોગ કિયા?

ઉ. ૧. મન, ૨ વચન, ૩ કાયા; એ ૩.

પ્ર. એ સંલેખણા કેટલા વખત સુધીની?

ઉ. જાવ જીવ સુધીની.

પ્ર. સંલેખણમાં બીજા પાસે સેવા ભક્તિ કરાવાય કે નહિ?

ઉ. ભક્ત પચ્ચખાણ સંલેખણામાં કરાવાય અને પાદોપગમન સંલેખણામાં ન કરાવાય.

**પ્ર.** પાદોગગાન એટલે શું ?

**ઉ.** વૃક્ષની ડાળીની **માફક** પડવું, હાથ પગાદિક હલાવવા નહી તે.

**પ્ર.** હંમેશાં સુતી વખતે શું કરવું ?

**ઉ.** સંથારા પોરશી.

**પ્ર.** તે કેવી રીતે કરવી ?

**ઉ.** પૂર્વ ઉત્તર દિશામાં મૂખ રાખી બે હાથ જોડી પંચ પ-રમેષ્ટી અને પોતાના ગુરૂદેવને નમસ્કાર કરીને નવકારને ભાંગે સંથારા પોરસી કરૂંછું એમ કહી આ પ્રમાણે કહેવું.

**દોહરો**–આહાર શરીર ને ઉપધી, પચખું પાપ અઢાર;
મરણ હુવે તો વોસિરે, જીવું તો આગાર. ૧

એમ કહી દેવ અરિહંત ગુરૂ નિર્ગ્રંથ અને કેવળી પરૂપ્યો ધર્મ સત્ય છે. એ ત્રણ તત્ત્વ મને આ ભવ પરભવ ભવો-ભવને વિષે હોજો, વળી અરિહંતનું, સિદ્ધનું, સાધુનું, કેવળી પરૂપ્યા ધર્મનું એ ચારનું શરણું મને આ ભવ પરભવ ભવો ભવને વિષે હોજો તેમજ એ ચાર શરણાં મને વ્હાણું વાયા સુધી હજો એમ કહીને પછી સુઇ જવું.

**પ્ર.** જયારે જાગ્રત થવાય ત્યારે શું કરવું ?

**ઉ.** પાંચ નવકાર ત્રણ વખત ગણી સંથારા પોરસીથી છુટા થઇ જવું અને ઉપર ત્રણ તત્ત્વ અને ચાર શરણાં કહેલ છે તે મુજબ કહી આજના દિવસ રાત્રી સંબંધી મને હજો એમ કહેવું ત્યારપછી પથારીમાંહીથી ઉઠવું ?

પ્ર. હંમેશાં એવી સંથારા પોરશી કરવાનું કારણ શું ?

ઉ. કોઈ વખત અકસ્માતથી આપણું મૃત્યુ થાય તો સારી ગતિ થાય.

પ્ર. આ સંથારા પોરશી કેવી કહેવાય ?

ઉ. સાગારી.

પ્ર. સાગારી એટલે શું ?

ઉ. આગાર સહિત.

પ્ર. આગાર સહિત કેવી રીતે ?

ઉ. જો પથારીમાંથી ક્ષેમ કુશળે જીવું જાગું તો કહેલ બંધીનો આગાર છે અને જો મૃત્યુ થાય તો સર્વે વસ્તુ વોસિરે છે એવી રીતે.

પ્ર. શ્રાવકે સુતી વખતે બીજું શું કરવું ?

ત્રણ મનોરથ ચિંતવવા.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. હે પ્રભુ ! ૧. હું આરંભ પરિગ્રહ ક્યારે તજીશ, ૨. પાંચ મહાવ્રત ક્યારે ધારણ કરી સાધુ થઈશ, ૩. અંત સમે આલોવણા કરી સંલેખણા ક્યારે કરીશ એમ ચિંતવવું એ ત્રણ મનોરથ.

દોહરો—આરંભ પરિગ્રહ તજી કરી, પંચ મહાવ્રત ધાર;
અંત સમે આલોવણા, કરૂં સંથારો સાર. ૧

એ મુજબ રોજ સુતી વખતે કહેવું.

પ્ર. આગળ કહ્યા મુજબ સંલેખણા કરવાથી શું થાય ?

**ઉ.** જીવ અનંત જન્મમરણના દુઃખથી મુક્ત થાય.

**પ્ર.** શ્રાવકના વ્રતના અતિચાર કેટલા અને કિયા ?

**ઉ.** ૯૯. તે ૧૪ જ્ઞાનના, ૫ સમકિતના, ૭૫ બાર વ્રતના ને ૫ સંલેખણાના એમ ૯૯.

**પ્ર.** એ ૯૯ માં જાણવા જોગ, છાંડવા જોગ ને આદરવા જોગ કેટલા ?

**ઉ.** એ ૯૯ જાણીને છાંડવા પણ આદરવા જોગ એકે નહિ.

**પ્ર.** શ્રાવકના ગુણ કેટલા ?

**ઉ.** એકવીસ.

**પ્ર.** તેનાં નામ શું ?

**ઉ.** ૧. ઉછાંછળો ને ઉદ્ધત ન હોય, ૨. ઇંદ્રિયો જીતી હોય, ૩. શાન્ત સ્વભાવિ હોય, ૪. બીજાને પ્રિય લાગે તેવું મધુર વચન બોલનાર હોય, ૫. કલેશ કંકાસને કરે નહિ, ૬. અપયશથી વેગળો રહે અને અપયશ થાય તેવાં કામ કરે નહિ, ૭. પરને છેતરે નહિ, ૮. દાક્ષિણવંત હોય, ૯. લજ્જાવંત હોય, ૧૦ દયાળુ સ્વભાવવાળો હોય ૧૧. મધ્યસ્થવર્ત્તિવાળો હોય, ૧૨. ગુણનો રાગી હોય, ૧૩. ધર્મ કથાનો રસિક હોય, ૧૪. શુભ પરિવાર સહિત હોય, ૧૫. કામ વિચારીને કરે, ૧૬. પારકાના દોષ સાંભળે દેખે પણ બીજાની પાસે પ્રગટ કરે નહિ, અને ગુણ ગ્રાહક હોય, ૧૭. સદાચરણી અને જ્ઞાનાદિકે કરીને સહિત હોય, ૧૮ ગુણવંતનો વિનય કરનાર

હોય, ૧૯. કોઇનો કરેલો ઉપકાર વિસારે નહિ, ૨૦. ગીતાર્થ હોય ને મર્મ અર્થ ધારે. (પરમાર્થિ હોય) ૨૧ ૨૧. ધર્મ કાર્ય કરવામાં દાક્ષીણતાવાળો હોય, એ એકવીશ. ૨૧.

પ્ર. એવું પંડીત મરણ કોને આવે ?

ઉ. જ્ઞાન દર્શન ચારિત્ર તપની ઉત્તમ આરાધના કરે એવા મુનીરાજને અને એવા ઉત્તમ સુશ્રાવકને.

પ્ર. પંડીત મરણનું ફળ કેટલું ?

ઉ. કોઇ અન્યધર્મિ માસખમણનાં પારણાંને દિવસે ડાભની અણી ઉપર આવે તેટલું અન્ન અને તેટલું પાણી લીએ એવી જીવતાં સુધી માસ માસખમણની તપશ્ચર્યાનું જેટલું ફળ થાય તેટલું આણંદ જેવા સુશ્રાવકની બે ઘડીના જેટલું પણ ફળ થાય નહી, અને એવા સુશ્રાવકની આખી જીંદગીની સુકમાણીનું જેટલું ફળ થાય તેટલું ઉત્તમ મુનીરાજની બે ઘડીનું ફળ થાય નહી અને ઉત્તમ મુનિરાજની આખી જીંદગીની કમાણીનું જેટલું ફળ થાય તેટલું પંડીત મરણવાળાની બે ઘડીની કમાણી બરાબર ફળ થાય નહી, એવું પંડીત મરણ ઉત્તમ છે.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૮૨૪ છે.

## પ્રતિક્રમણના ઓગણીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. ઓગણીસમા પાઠનું નામ શું ?

ઉ. ચૌદ સમૂર્ચ્છિમનો.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. સમૂર્ચ્છિમ જીવની દયા પાળવા વિષે.

પ્ર. સમૂર્ચ્છિમ જીવ કોને કહીએ ?

ઉ. માતા પિતા વિના કોઈ વસ્તુના યોગથી પેદા થાય તે.

પ્ર. તે સમૂર્ચ્છિમ જીવ કયાં કયાં ઉત્પન્ન થાય છે ?

ઉ. ઉદારિક શરીર સંબંધી ચૌદ પ્રકારની અપવિત્ર વસ્તુમાં.

પ્ર. તે ચૌદના નામ શું ?

ઉ. ૧ વિષ્ટામાં, ૨. પેશાબમાં, ૩ બળખામાં, ૪ નાકના લીંટમાં, ૫ વમનમાં (ઉલટીમાં), ૬ પીત્તમાં, ૭ રૂધીરમાં, ૮ પરૂમાં, ૯. વીર્યમાં ૧૦. સુકાઇ ગયેલું વીર્ય ફરી પલળે તેમાં, ૧૧ સ્ત્રી પુરૂષના સંયોગમાં, ૧૨. જીવ વિના કલેવરમાં, ૧૩. નગરની ખાળ (ગટર) માં, ૧૪ સર્વ અશૂચીનાં સ્થાનકમાં એ ૧૪.

પ્ર. તે જીવ કેટલી ઇંદ્રિવાળા છે ?

ઉ. પાંચ ઇદ્રિવાળા.

પ્ર. તેને કેટલા પ્રાણ છે ?

ઉ. આઠ.

પ્ર. તેના નામ શું ?

ઉ. પાંચ ઇંદ્રિના પાંચ, ૬. કાયા, ૭ શ્વાસોશ્વાસ, ૮ આઉખું એ ૮.

પ્ર. તેનું આઉખું કેટલું ?

ઉ. અંતર્મુહૂર્તનું

પ્ર. અંતર્મુહૂર્ત એટલે શું ?

ઉ. આંખ મીંચીને ઉઘાડે તેમાં અસંખ્યાતા સમય જાય તે માંહિલા એક સમયથી માંડીને બે ઘડીમાં એક સમય ઓછો રહે ત્યાં સુધીનો.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૫૪.

---

## પ્રતિક્રમણના વીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. વીસમા પાઠનું નામ શું ?

ઉ. અઢાર પાપસ્થાનકનો.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. અઢાર પાપનું નિવારણ કરવા વિષે.

પ્ર. એ અઢાર પાપના નામ શું ?

ઉ. ૧. જીવહિંસા, ૨ અસત્ય વચન, ૩ ચોરી, ૪ મૈથુન, ૫ પરિગ્રહ, ૬ ક્રોધ, ૭ અભિમાન, ૮ કપટ, ૯ લોભ, ૧૦ રાગ, ૧૧ દ્વેષ, ૧૨. કલેશ, ૧૩. કોઈને અછતું આળ ચઢાવવું, ૧૪ ચાડી ચુગલી કરે, ૧૫ પારકી

નિંદ્યા કરે, ૧૬. પાપના કામમાં ખુશી થાય અને ધર્મ કાર્યમાં દીલગીર થાય, ૧૭. કપટ સહિત અસત્ય વચન બોલે, ૧૮. ખોટા દેવગુરૂ ધર્મની શ્રદ્ધા એ ૧૮.

પ્ર. એ અઢારથી વધારે પાપ છે કે નહિ ?

ઉ. નથી.

પ્ર. ત્યારે સાત કુવ્યસન શેમાં આવ્યા ?

ઉ. એ અઢારનેજ વિષે.

પ્ર. તે સાત કુવ્યસનનાં નામ શું ?

ઉ. ૧. જુગાર, ૨. માંસ ભક્ષણ, ૩. મદિરાપાન, ૪ વેશ્યા ગમન, ૫. શિકાર, ૬, ચોરી, ૭. પરસ્ત્રી, ગમન એ ૭.

પ્ર. તે સાત કુવ્યસન કિયા કિયા પાપમાં સમાયા ?

ઉ. ૧ માંસ, ૨ મદિરા, ૩ શિકાર એ ત્રણ પેલા પ્રાણાતિપાતમાં સમાયાં, વેસ્યાને પરસ્ત્રીએ ચોથા મૈથુન પાપમાં સમાયાં, ચોરી ત્રીજા અદત્તાદાન પાપમાં સમાયું, અને જુગાર પાંચમાં પરિગ્રહપાપમાં સમાયું.

પ્ર. એ સાત કુવ્યસન છે તેમાં ૦ મિચારમાં કેટલાં ને કિયા ?

ઉ. બે. તે વેસ્યાગમન અને પરસ્ત્રીગમન.

પ્ર. સ્ત્રીને સાતમું કુવ્યસન કિયું ?

ઉ. પરપુરૂષનો સંગ કરવો તે.

પ્ર. એ સાત કુવ્યસન સેવવાથી શું થાય ?

ઉ. આ ભવમાં અપજશપણું, દરિદ્રપણું, રોગાવસ્થા, મરણ પ્રમુખ સંકટ સહન કરી પરભવે નરકાદિક દુર્ગતિમાં જાય.

પ્ર. એ સાત કુવ્યસનથી કોણ કોણ દુઃખી થયા ?

ઉ. ૧ જુગારથી નળરાજા અને પાંડવોએ રાજપાટ હારી બારવર્ષ સુધી મહા સંકટ વેઠયું, ૨ માંસથી શૌરીમાં- છીને ગળે મચ્છનો કાંટો ભરાવાથી દુઃખી થઇ મરણ પામ્યો, ૩ મદિરાપાનથી દ્વારકાનો દાહ થયો. ૪ વેશ્યાના સંગથી સગડકુમાર દુઃખી થઇ મરણ પામ્યો, ૫ શિકારથી શ્રેણિકરાજા નરકે ગયો, ૬ ચોરીથી અભંગસેન ચોર દુઃખી થયો, ૭ પરસ્ત્રીથી રાવણનો નાશ થયો.

પ્ર. તેથી આપણે શું કરવું ?

ઉ. એ સાતે કુવ્યસનનો ત્યાગ કરવો.

પ્ર. ત્યાગ કરવાથી શું થાય ?

ઉ. આલોકમાં ને પરલોકમાં સુખી થાય.

પ્ર. સદાચરણમાં પહેલું આપણે શું કરવું ?

ઉ. એ સાતે કુવ્યસનનો ત્યાગ કરવો.

પ્ર. જૈનમાર્ગને અનુસરનારામાં મુખ્ય કેટલા ગુણ હોવા જોઇએ ?

ઉ. પાંત્રીસ.

પ્ર. તેહનાં નામ શું ?

ઉ. ૧ ન્યાય વૈભવ તે સર્વ બાબતમાં ન્યાયથી વર્તવું, ૨ શિષ્ટાચાર તે જ્ઞાન અને ક્રિયાએ કરી ઉત્તમ આચારે વર્તવું, ૩ સરખા ધર્મ અને આચારવાળા સાથે વિવાહ કરવો પણ એકગોત્રી સાથે કરવો નહી, ૪ સર્વ પ્રકા-

રના પાપથી ડરવું, ૫ દેશાચાર પ્રમાણે વર્તવું, ૬ કોઇના અવર્ણવાદ બોલવા નહી, ૭ જે ઘરમાં બારી બારણાં વિગેરે પેસવા નીકળવાના અનેક રસ્તા હોય તેવા ઘરમાં રહેવું નહી, રહેવાથી ચોર પ્રમુખને આવવાનું તથા સ્ત્રીને ગેરવર્તણુંક ચલાવવાનું સુગમ પડે, ૮ અશુદ્ધ સ્થાનકવાળા ઘરમાં વસવું નહી એટલે જેમાં ઉધેઇ લાગી હોય, મડદાં હાડકાં દાટેલાં બાળેલાં હોય, આસપાસ વેશ્યા જુગારી ચોર કસાઇ વિગેરે રહેતા હોય તેવા અશુદ્ધ સ્થાનકમાં રહેવું નહી, ૯ અતિ ગુહ્ય સ્થાનમાં રહેવું નહી, રહેવાથી દાન દેવાનો વખત મળે નહી અને અગ્નિથી માલ બચાવવો મુશ્કેલ થઈ પડે, ૧૦ અતિપ્રગટ સ્થાનમાં રહેવું નહી, રહેવાથી સ્ત્રી વર્ગની લજ્યા સચવાય નહી, ૧૧ સત્સંગ તે ગુણી પુરૂષનો સંગ કરવો, ૧૨ માતાપીતાની આજ્ઞામાં રહેવું ને વંદન પૂજન કરવું, ૧૩ જ્યાં સ્વરાજાનો અને પરરાજાનો ભય હોય ત્યાં રહેવું નહી, ૧૪ પેદાશના પ્રમાણમાં ખર્ચ કરવું, પેદાશના ચાર ભાગ કરવા–એક ભાગ ઘરમાં, બીજો ભાગ વ્યાપારમાં, ત્રીજો કુટુંબના પોષણમાં અને ચોથો ભાગ ધર્મમાં ખર્ચવો, ૧૫ ધનને અનુસારે વસ્ત્રાભુષણ પેહેરવાં, ૧૬ શાસ્ત્રશ્રવણ કરવામાં ચિત્ત પરોવવું, ૧૭ અજીર્ણ હોય તો આહાર કરવો નહી, કરવાથી વ્યાધી ઉત્પન્ન થાય, ૧૮ અકાળે ભોજન કરવું નહી, ટાઇમે

ટાઈમ કરવું તેથી શરીર નીરોગી રહે, ૧૯ ધર્મ અર્થ ને કામ એ ત્રણ વર્ગ ટાઇમે ટાઈમ સાધવા તેથી સર્વ કાર્ય થાય, ૨૦ મુનીમહારાજને દાન દેવારૂપ આતિથ્ય વિનયપૂર્વક કરવું અને દુઃખીજનને અનુકંપાદાન દેવું, ૨૧ જૈનમતને વિષે સન્માનપૂર્વક રાગ ધરવો, ખોટો હઠ કદાગ્રહ કરવો નહી, ૨૨ ગુણીજનનો પક્ષ કરવો, તેમની સાથે સૌજન્યતા અને દાક્ષીણ્યતા વાપરવી, ૨૩ જે દેશમાં જવાની શાસ્ત્રકાર આજ્ઞા આપતા ન હોય અથવા રાજાની મનાઈ હોય તે દેશમાં જવું નહી, ૨૪ વ્રતને વિષે સ્થીર ચીતવાળા અને જ્ઞાને કરીને સાવધાન એવા પુરૂષની પૂજા કરવી, ૨૫ પોષણ કરવા યોગ્ય પોતાના કુટુંબનું આહાર વસ્ત્રાદિકથી પોષણ કરવું, ૨૬ દરેક કાર્યારંભ કર્યા પહેલાં શુભ અશુભ પરીણામ દીર્ઘ દૃષ્ટિથી વિચારવું, પછી કાર્યારંભ કરવો, ૨૭ વિશેષજ્ઞ એટલે સામાન્ય અને વિશેષને ઓળખતાં શીખવું અથવા તેના જાણકાર થવું, ૨૮ લોક વલ્લભ એટલે સર્વ લોકને વલ્લભ લાગે તેવું કામ કરવું, ૨૯ લજ્યાવાન થવું, નિર્લજ કાર્ય કરવું નહી. ૩૦ સર્વનો વિનય કરવો, ૩૧ દુઃખી મનુષ્ય વિગેરે જીવની દયા કરવી. ૩૨ સૌમ્ય દૃષ્ટિ રાખવી, કોઈ વખત કષાયવાળી પ્રકૃતી ધારણ કરવી નહી કે જેથી અન્યને આપણા ઉપર દ્વેષ આવે, ૩૩ ૭ વૈરીને જીતવા તે કામ એટલે

૧ વિષય, ૨ ક્રોધ, ૩ લોભ, ૪ માન, ૫ હર્ષ, ૬ મદ, એ છને જીતવા, ૩૪ કૃતજ્ઞતા-પોતાને કોઇએ કરેલા ઉપકારને ભુલવો નહી, સમય આવ્યે કરેલા ઉપકારનો બદલો વાળવો, ૩૫ પાંચ ઇંદ્રીયોને વશ કરવામાં તત્પર રહેવુ. એ સર્વે થઇને ૩૫ બોલ થયા. એ પાંત્રીસમાં કેટલાક બોલ ગૃહસ્થી એકલાનેંજ લાગુ થાય છે અને બીજા ગૃહસ્થી અને ત્યાગી બન્નેને લાગુ થાય છે.

પ્ર. એ અઢાર પાપના ભાંગા કેટલા ?

ઉ. ૧૬૨

પ્ર. તે કેવી રીતે થાય ?

ઉ એ ૧૮ પાપને કરવું કરાવવું કરતાને ભલું જાણવું એ ત્રણ કર્ણે ગુણવાથી ૫૪ થાય પછી મન વચન ને કાયા એ ત્રણ જોગે ગુણવાથી ૧૬૨ થાય.

પ્ર. ભાંગા એટલે શું ?

ઉ. ભેદ.

પ્ર. ત્રણ કાળના ભાંગા કેટલા ?

ઉ. ૪૮૬

પ્ર. તે કેવી રીતે થાય ?

ઉ. ત્રણ કાળને નવકોટીએ ગુણવાથી ૨૭ થાય પછી ત્રણ કર્ણે ગુણવાથી ૮૧ થાય, પછી ત્રણ જોગે ગુણવાથી ૨૪૩ થાય પછી રાગ ને દ્વેષે ગુણવાથી ૪૮૬ ભાંગા ત્રણ કાળના થાય.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા

ઉ. ૧૩૦

## પ્રતિક્રમણના એકવીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. એકવીસમા પાઠનું નામ શું ?

ઉ. પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. મિથ્યાત્વનું નિવારણ કરવા વિષે.

પ્ર. તે મિથ્યાત્વના નામ શું ?

ઉ. ૧ જીવને અજીવ કહે, ૨ અજીવને જીવ કહે, ૩ ધર્મને અધર્મ કહે, ૪ અધર્મને ધર્મ કહે, ૫ સાધુને કુસાધુ કહે, ૬ કુસાધુને સાધુ કહે, ૭ જૈન માર્ગને અન્ય માર્ગ કહે. ૮ અન્ય માર્ગને જૈન માર્ગ કહે. ૯ આઠ કર્મ ખપાવી મોક્ષ ગયા છે તેને નથી ગયા કહે, ૧૦ મોક્ષ નથી ગયા તેને ગયા કહે, ૧૧ અભિગ્રહીક, ૧૨ અનાભીગ્રહીક, ૧૩ સંશઇક, ૧૪ અભીનીવેશીક, ૧૫ અણાભોગીક, ૧૬ લૌકિક, ૧૭ લોકોત્તર, ૧૮ કુપ્રાવચન, ૧૯ જૈનમાર્ગથી ઓછું પરૂપે, ૨૦ જૈનમાર્ગથી અધીકુ-પરૂપે, ૨૧ જૈનમાર્ગથી વિપરીત પરૂપે, ૨૨ અજ્ઞાન, ૨૩ અવિનય, ૨૪ અશાતના, ૨૫ અક્રિયાકરણી એ પચીસ પ્રકારનું મિથ્યાત્વ.

પ્ર મુખ્ય કેટલા મિથ્યાત્વ ?

ઉ. પાંચ.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ અભિગ્રહીક, ૨ અનાભીગ્રહીક, ૩ સંશઈક, ૪ અભિ· નીવેસીક, ૫ અણુાભોગીક એ પાંચ.

પ્ર. અભિગ્રહીક, મિથ્યાત્વ એટલે શું ?

ઉ. હઠવાદી–ખોટાને પકડી રાખે ને મુકે નહિ તે.

પ્ર. અનાભીગ્રહીક મિથ્યાત્વ એટલે શું ?

ઉ. બધા દેવ, બધા ગુરૂ ને બધા ધર્મને માને તે.

પ્ર. સંશઈક મિથ્યાત્વ એટલે શું ?

ઉ. કિયો મત ખરો ને કિયો મત ખોટો તે નક્કી ન કરે અને સંશય વેદે તે.

પ્ર. અભિનિવેસીક મિથ્યાત્વ એટલે શું ?

ઉ. તિર્થંકરનો માર્ગ જાણે ને ઉપદેશ અન્યધર્મનો આપે તે.

પ્ર. અણાભોગીક મિથ્યાત્વ એટલે શું ?

ઉ. જેમાં બીલકુલ જાણપણું ન હોય તે.

પ્ર. લોકિક મિથ્યાત્વ એટલે શું ?

ઉ. લોકને વિષે જે કલ્પિત કરી બેસાર્યા છે તેને દેવ કરી માને, આરંભ પરિગ્રહ સહિત ઢોગીઓને ગુરૂ કરી માને ને હિંસામય ધર્મ સમાચરે તે.

પ્ર. લોકોતર મિથ્યાત્વ એટલે શું ?

ઉ. તિર્થંકર દેવની, ગુરૂની તથા ધર્મની માનતા કરે કે મારૂં અમુક કામ થશે તો આમ કરીશ તથા ફળની લાલચે વ્રત કરવું તે.

પ્ર. કુપ્રાવચન મિથ્યાત્વ એટલે શું ?

ઉ. ૩૬૩ પાખંડી ધર્મ તેને ભલા કરી માને તે.

પ્ર. ઇત્યાદિક પચીસ પ્રકારનાં મિથ્યાત્વને શું કરવું ?

ઉ. તજી દેવાં.

પ્ર. તે ત્યાગ ન કરે તો શું થાય ?

ઉ. ચાર ગતિ ચોવીસ દંડકમાં પરિભ્રમણ કરે.

પ્ર. તે ચાર ગતિનાં નામ શું ?

ઉ. ૧ ચંડા, ૨ ચૈયા, ૩ ગંગા, ૪ જૈયા, એ ૪

પ્ર. તેનાં ગોત્ર ક્યિા ?

ઉ. ૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય, ૪ દેવતા, એ ૪

પ્ર. મિથ્યાત્વના ભાંગા કેટલા ?

ઉ. ૨૨૫.

પ્ર. તે કેવી રીતે થાય ?

ઉ. પચીસ પ્રકારનાં મિથ્યાત્વને ત્રણ કરણે ગુણવાથી ૭૫ થાય પછી ત્રણ જોગે ગુણવાથી ૨૨૫ થાય.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૩૧૦.

## પ્રતિક્રમણના બાવીસમા પાઠનાં પ્રશ્નોત્તર

પ્ર. બાવીશમા પાઠનું નામ શું ?

ઉ. ચતારિ મંગળં.

પ્ર. તે પાઠ શા વિષે ?

ઉ. મંગળિક વિષે.

પ્ર. મંગળિક કેટલાં ?

ઉ. ચાર.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. અરિહંતનું નામ, ૨. સિદ્ધનું સ્મરણ, ૩. સાધુના દર્શન, ૪. કેવળી પરૂપેલ ધર્મ એ ૪.

પ્ર. તે મંગળીકથી શું થાય ?

ઉ. આપણા સર્વ કાર્ય સિદ્ધ થાય.

પ્ર. લોકમાં ઉત્તમ કેટલાં છે ?

ઉ. ચાર.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. અરિહંત, ૨. સિદ્ધ, ૩. સાધુ, ૪. કેવળી પરૂપેલ ધર્મ, એ ચાર.

પ્ર. એ ચારથી બીજા કોઈ વધારે ઉત્તમ છે કે નહિ ?

ઉ. નથી.

પ્ર. શરણાં કેટલાં ને કિયા ?

ઉ. ચાર. તે ૧. અરિહંતનું, ૨. સિદ્ધનું, ૩. સાધુનું, ૪. કેવળી પરૂપેલ ધર્મનું, એ ૪.

પ્ર. જીવને અંત વખતે તથા કષ્ટ વખતે કોનું શરણું લેવું ?

ઉ. એ ચારનું જ.

પ્ર. શરણાં એટલે શું ?

ઉ. રક્ષણ કરનાર, કષ્ટથી ઉગારી સુખ આપનાર.

પ્ર. એ ચાર શરણાં લેવાથી શું થાય ?

ઉ. તે આપણને આધારભૂત થવાથી દુઃખરૂપ કારાગ્રહથી બચી શકીએ.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૨૯.

## પ્રતિક્રમણના તેવીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. તેવીસમા પાઠનું નામ શું ?

ઉ. પડીકમામી પગામસિઝાએ.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. નિંદ્રાના અતિચાર ટાળવા વિષે.

પ્ર. નિંદ્રાના અતિચાર કેટલા ?

ઉ. ૧૯.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. ઘણું સુવાથી, ૨. ઘણાં ઓઢવાના પથરણે કરી, ૩ એકવાર પૂંજ્યા વિના પાસુ ફેરવ્યું હોય, ૪ વારંવાર પૂંજ્યા વિના પાસુ ફેરવ્યું હોય, ૫. પૂંજ્યા વિના હાથ સંકોચ્યા હોય, પૂંજ્યા વિના હાથ પગ લાંબા કર્યા હોય, ૭. જુને ચાંપી હોય, ૮ ઉઘાડે મુખે બોલાયું હોય, ૯. કુકુઆટ શબ્દ કર્યા હોય, ૧૦ ઊઘાડે મોઢે છીંક ખાધી હોય, ૧૧ ઉઘાડે મોઢે બગાસું ખાધું હોય. ૧૨. પૂંજયા વિના

ખાજ ખણી હોય. ૧૩. સચેત રજથી ખરડેલા વસ્રાદિકને સ્પર્શ કર્યો હોય, ૧૪. આકુળ વ્યાકુળ થવાણું હોય, ૧૫. સ્વપ્નમાં અનેક પ્રકારનાં રૂપ દીઠાં હોય, ૧૬. સ્વપ્નામાં સ્રી સંઘાતે ભોગ કીધો હોય, ૧૭ દ્રષ્ટિએ કરી સ્રી સંઘાતે ક્રિડા કીધી હોય, ૧૮ સ્વપ્નામાં મને કરી સ્રી સંઘાતે ભોગ કીધો હોય, ૧૯. સ્વપ્નામાં ભોજન પાણી કરેલાં હોય, એ ૧૯.

પ્ર. એ અતિચારો જાણતાં લાગ્યા હોય કે અજાણતાં ?

ઉ. અજાણતાં.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૪૮.

## પ્રતિક્રમણના ચોવીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. ચોવિસમા પાઠનું નામ શું ?

ઉ. ગોયર ગચરીઆનો.

પ્ર. એ પાઠ શા વિષે છે ?

ઉ. ગૌચરીના દોષ ટાળવા વિષે.

પ્ર. ગૌચરી એટલે શું ?

ઉ. ગાય જેમ ઘાસનું મૂળ ઉપાડે નહિ અને થોડું થોડું લઇ પોતાની ઉદર પુરણા કરે તેમ કોઇને દુઃખ ન થાય તેવી રીતે ભિક્ષાવૃત્તિ કરવી તે.

પ્ર. ગોચરી કરવા જતાં કેટલાને ઓલંઘી ન જવું ?

ઉ. ત્રણને.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કુતરા, ૨. વાછડા, ૩ બાળક.

પ્ર. તેને નહિ ઓળંઘવાનું કારણ શું ?

ઉ. આપણને તથા તેહને દુઃખ થાય તેથી.

પ્ર. કેટલા દોષ ટાળી ગોચરી કરવી ?

ઉ. ૪૨ તથા ૪૭ તથા ૯૬ દોષ.

પ્ર. ગૃહસ્થના ઘેર કેટલા દોષ ટાળવા ?

ઉ. ૨૩.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. સર્વથા કમાડ ઉઘાડવાથી લીધું હોય, ૨. અર્ધ કમાડ ઉઘાડવાથી લીધું હોય, ૩. કુતરા વાછડા અને બાળકને ઓલંઘી જઇને લીધું હોય, ૪. કોઇના નિમિત્તે રાંધી મુકેલું તે લીધું હોય, ૫. બાકળા ઉછાળવાને કીધા તે લીધા હોય, ૬. શંકા પડયા છતાં લીધું હોય, ૭. બળાત્કારે લીધું હોય, ૮. અજાણપણે અસુઝતું લીધું હોય, ૯. જાણીને અકલ્પનીક લીધું હોય, ૧૦. સંજોગ મેળવી સ્વાદ ઉપજાવ્યો હોય, ૧૧. બીજસહિત ભોજન લીધું હોય, ૧૨. લીલોત્રી સહિત ભોજન લીધું હોય, ૧૩. ગોચરી કર્યા પહેલાં દોષ લગાડયો હોય, ૧૪. ગોચરી કર્યા પછી દોષ લગાડયો હોય, ૧૫. અદષ્ટથી લાવી આપેલું

હોય, ૧૬. નાખતો વોહરાવે તે લીધું હોય, ૧૭. સચેત પાણીનો સંઘટો થયેલ લીધું હોય, ૧૮. સચેત રજનો સંઘટો થએલ લીધું હોય, ૧૯. ઘણો આહાર લઈ નાખી દીધું હોય, ૨૦. આધાકર્મિ લીધું હોય, ૨૧. ઘીઇ, દહિં પ્રમુખ સોલ દોષ લગાડી લીધું હોય, ૨૨. ખાવું થોડું ને નાખી દેવું ઘણું એવું લીધું હોય, ૨૩. વારંવાર વસ્તુ માગી લીધું હોય એ ૨૩ દોષ ટાળવા.

પ્ર. ગૃહસ્થ થકી કેટલા દોષ લાગે ?

ઉ. ૧૬.

પ્ર. સાધુથી કેટલા દોષ લાગે ?

ઉ. ૧૬.

પ્ર. ગૃહસ્થ અને સાધુ બે થકી કેટલા દોષ લાગે ?

ઉ. ૧૦.

પ્ર. એ કેટલા દોષ થયા ?

ઉ. ૪૨.

પ્ર. જમતાં કેટલા દોષ લાગે ?

ઉ. ૫.

પ્ર. એ કુલ મળી કેટલા દોષ થયા ?

ઉ. ૪૭.

પ્ર. એવા દોષવાળા આહારને શું કહીએ ?

ઉ. અકલ્પનીક હોવાથી અશુદ્ધ કહીએ.

પ્ર. એહવો સદોષ આહાર કરવાથી શું થાય ?

ઉ. પાપ કર્મ બંધાય ને બુદ્ધિ મલિન થાય.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. ઉપર કહેલા સર્વે દોષ ટાળી આહાર લેવો.

પ્ર. એ પાઠ શ્રાવકને બોલવો કે નહિ ?

ઉ. હા, બોલવો.

પ્ર. શ્રાવક ગોચરી કરવા જાય છે કે નહી ?

ઉ. હા, જાય છે.

પ્ર. ક્યા શ્રાવક જાય છે ?

ઉ. પડીમાધારી, દેશાવગાસીકવાળા, બાર વ્રતધારી શ્રાવક ગોચરી કરવા જાય છે તેથી પાઠ બોલવો ને ગોચરી કરે ત્યારે ઉપર કહેલા દોષ ટાળવા.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૯૫.

## પ્રતિક્રમણના પચીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. પચીસમા પાઠનું નામ શું ?

ઉ. ચાઉકાલે સઝાયસ્સ અકરણયાએ.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. ચાર કાળ સંબંધી જે અતિચાર લાગ્યો હોય તેનું નિવારણ કરવા વિષે.

પ્ર. તે ચાર ક્યા ?

ઉ. ૧. દિવસનો પહેલો પોહોર, ૨. દિવસનો પાછલો (ચોથો) પોહોર, ૩. રાત્રીનો પહેલો પોહોર, ૪. રાત્રીનો પાછલો પોહોર, એ ૪.

પ્ર. એ ચાર કાળે શું ન કર્યું હોય ?

ઉ. શાસ્ત્રની સ્વાધ્યાય કીધી ન હોય.

પ્ર. બીજું શું ન કીધું હોય ?

ઉ. ભંડોપગરણ ઉપયોગ સહિત પૂંજ્યા ન હોય તથા દુષ્ટ રીતે પૂંજ્યા હોય વળી ઉપયોગ સહિત જીવાદિકને પૂંજ્યા ન હોય તથા દુષ્ટ રીતે પૂંજ્યા હોય.

પ્ર. તેથી કેટલા પ્રકારનો દોષ લાગે ?

ઉ. ચાર પ્રકારનો.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ અતિક્રમ, ૨ વ્યતિક્રમ, ૩ અતિચાર, ૪ અણાચાર.

પ્ર. તે પાપનું નિવારણ કેમ થાય ?

ઉ. મિથ્યા દુષ્કૃત્ય પ્રમુખ પ્રાયશ્ચિત લેવાથી.

પ્ર. મિથ્યા દુષ્કૃત્ય દેવાથી કેટલા દોષનું નિવારણ થાય ને કીયા ?

ઉ. ત્રણ. તે ૧ અતિક્રમ, ૨ વ્યાતક્રમ, ૩ અતિચાર.

પ્ર. અણાચાર શાથી નિવારણ થાય ?

ઉ. પ્રાયશ્ચિત લેવાથી.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૧૯૫.

## પ્રતિક્રમણના છવીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. છવીસમા પાઠનું નામ શું ?

ઉ. એગવિહે અસંજમનો.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. એક બોલથી માંડી તેત્રીસ બોલ સુધીમાં જાણવા જોગ, છાંડવા જોગ, આદરવા જોગ વસ્તુ છે તે નિર્ણય કરવા વિષે.

પ્ર. અસંયમ કેટલા પ્રકારનો ?

ઉ. એક પ્રકારનો.

પ્ર. બંધન કેટલા ને કિયા ?

ઉ. બે. તે રાગ ને દ્વેષ.

પ્ર. એ પાઠમાં ત્રણ ત્રણના બોલ કેટલા ને કિયા ?

ઉ. પાંચ. તે ૧. ત્રણ દંડ, ૨. ત્રણ ગુપ્તિ, ૩. ત્રણ શલ્ય. ૪ ત્રણ ગર્વ. ૫. ત્રણ વિરાધના.

પ્ર. ત્રણ દંડ તે કિયા ?

ઉ. ૧. મનદંડ, ૨. વચનદંડ, ૩. કાયદંડ.

પ્ર. ત્રણ ગુપ્તિ કઇ ?

ઉ. ૧. મનગુપ્તિ, ૨. વચનગુપ્તિ, ૩. કાયગુપ્તિ.

પ્ર. ત્રણ શલ્ય કિયા ?

ઉ. ૧. કપટનો, ૨. નિયાણા ( કરણીનું ફળ માંગી લેવું તે) નો, ૩ મિથ્યાત્વ દર્શનનો.

પ્ર. ત્રણ ગર્વ કિયા ?

ઉ. ૧. ઋદ્ધિનો, ૨. રસ (સારા ખાનપાન)નો, ૩ શાતાનો.

પ્ર. ત્રણ વિરાધના કઈ?

ઉ. ૧. જ્ઞાનની, ૨. સમકિતની, ૩. ચારિત્રની.

પ્ર. ચાર ચારના બોલ કેટલા ને કિયા?

ઉ. ચાર, તે ૧. ચાર કષાય, ૨. ચાર સંજ્ઞા, ૩. ચાર વિકથા, ૪. ચાર ધ્યાન.

પ્ર. ચાર કષાય કઈ?

ઉ. ૧. ક્રોધ, ૨. માન, ૩. કપટ, ૪. લોભ.

પ્ર. કષાય એટલે શું?

ઉ. કષ્ (સંસાર), આય (લાભ) જેહનાથી સંસારમાં પરિભ્રમણ કરવાનો લાભ થાય તે.

પ્ર. ચાર સંજ્ઞા તે કઇ?

ઉ. ૧. આહાર સંજ્ઞા, ૨. ભય સંજ્ઞા, ૩. મૈથુન સંજ્ઞા, ૪. પરિગ્રહ સંજ્ઞા.

પ્ર. ચાર વિકથા કઇ?

ઉ. ૧. સ્ત્રી સંબંધી વાર્તા, ૨. ભોજન પાણીની વાર્તા, ૩. દેશ પરદેશની વાર્તા, ૪. રાજ્ય સંબંધી વાર્તા.

પ્ર. ચાર ધ્યાન કિયાં?

ઉ. ૧. આર્તધ્યાન, ૨. રૌદ્રધ્યાન, ૩. ધર્મધ્યાન, ૪. શુકલધ્યાન.

પ્ર. આર્તધ્યાન એટલે શું?

ઉ. દીલગીરી સંબંધીનો વિચાર.

પ્ર. રૌદ્રધ્યાન એટલે શું?

ઉ. હિંસા ચૌર્યાદિકનો વિચાર.

પ્ર. ધર્મધ્યાન એટલે શું ?

ઉ. પરમેશ્વરની આજ્ઞાદિકનો વિચાર.

પ્ર. શુક્લધ્યાન એટલે શું ?

ઉ. કર્મ ક્ષય કરવાનો વિચાર.

પ્ર. પાંચ પાંચના બોલ કેટલા ને કિયા ?

ઉ. પાંચ. તે ૧. પાંચ ક્રિયા, ૨. પાંચ કામગુણ, ૩. પાંચ મહાવ્રત, ૪. પાંચ અણુવ્રત, ૫. પાંચ સુમતિ.

પ્ર. પાંચ ક્રિયા કઇ ?

ઉ. ૧. કાયાની, ૨. અધિકરણ (શસ્ત્ર)ની, ૩. દ્વેષની, ૪. પરને પરિતાપ ઉપજાવવાની,૫. પ્રાણાતિપાત(જીવહિંસા)ની.

પ્ર. પ્રાણાતિપાત એટલે શું ?

ઉ. પ્રાણનો અતિપાત એટલે વિનાશ.

પ્ર. પાંચ કામગુણ કીયા ?

ઉ. ૧. શબ્દ, ૨. રૂપ, ૩. ગંધ, ૪. રસ, ૫. સ્પર્શ.

પ્ર. કામગુણ એટલે શું ?

ઉ. પાંચ ઇંદ્રિઓના વિષય.

પ્ર. તે વિષય કેટલા ?

ઉ. ૨૩

પ્ર. તેમાં શ્રોતેન્દ્રિય (કાન)ના કેટલા વિષય ને કિયા ?

ઉ. ત્રણ. તે ૧. જીવશબ્દ, ૨. અજીવશબ્દ, ૩ મિશ્રશબ્દ.

પ્ર. ચક્ષુ (આંખ) ઇંદ્રિના કેટલા વિષય ને કિયા ?

ઉ. પાંચ. તે ૧. કાળો, ૨. પીળો, ૩. ધોળો, ૪. રાતો, ૫. નિલો, એ પાંચ વર્ણ (રંગ).

પ્ર. ઘ્રાણેન્દ્રિય (નાક)ના કેટલા વિષય ને કિયા?

ઉ. બે. તે સુગંધી ને દુર્ગંધી.

પ્ર. રસેંદ્રિ (જીભ)ના કેટલા વિષય ને કિયા?

ઉ. પાંચ. તે ૧. ખાટો, ૨. મોઠો, ૩ તીખો, ૪ કડવો, ૫. કસાયલો (હરમ્યો) એ પાંચ.

પ્ર. સ્પર્શેંદ્રિય (કાયા)ના કેટલા વિષય ને કિયા?

ઉ. આઠ. તે ૧. હલકો, ૨. ભારે, ૩. ટાઢો, ૪. ઉનો, ૫. ખરખરો, ૬. સુંવાળો, ૭. લુખો, ૮. ચોપડયો એ આઠ.

પ્ર. આપણા શરીરમાં સર્વથી હળવું શું?

ઉ. માથાના કેશ.

પ્ર. ભારે શું?

ઉ. હાડકાં.

પ્ર. ટાઢું શું?

ઉ. કાનની લોળ.

પ્ર. ઉનું શું?

ઉ. છાતી.

પ્ર. ખરખરૂં શું?

ઉ. પગનાં તળીઆં.

પ્ર. સુંવાળું શું?

ઉ. તાળવું.

પ્ર. લુખું શું ?

ઉ. જીભ.

પ્ર. ચોપડ્યું શું ?

ઉ. નાકની દાંડી તથા આંખ.

પ્ર. પાંચ ઇંદ્રિના વિકાર કેટલા ?

ઉ. ૨૪૦

પ્ર. તેમાં શ્રોતેંદ્રિયના વિકાર કેટલા ને ક્યિા ?

ઉ. ત્રણ. તે ૧ જીવશબ્દ, ૨ અજીવશબ્દ, ૩ મિશ્રશબ્દ એ ત્રણ શુભ ને ત્રણ અશુભ એ છના ઉપર રાગ ને એ છના ઉપર દ્વેષ એ ૧૨. કોઇ એહના ૨૪ ) કહે છે. ત્રણ શબ્દ શુભ ને ત્રણ અશુભ એ છ મનોજ્ઞ (મનગમતા) ને છ અમનોજ્ઞ (અણગમતા) એ બારના ઉપર રાગ ને બારના ઉપર દ્વેષ એ ૨૪

પ્ર. ચક્ષુ ઇન્દ્રિયના વિકાર કેટલા ને કીયા ?

ઉ. સાઠ. તે પાંચ વર્ણ સચેત, પાંચ અચેત ને પાંચ મિશ્ર એ ૧૫ શુભ ને ૧૫ અશુભ એ ૩૦ ના ઉપર રાગ ને ૩૦ ના ઉપર દ્વેષ એ ૬૦.

પ્ર. ઘ્રાણેંન્દ્રિયના વિકાર કેટલા ને કિયા ?

ઉ. બાર. તે બે ગંધ સચેત, બે અચેત ને બે મિશ્ર એ ૬ ના ઉપર રાગ ને એ ૬ ના ઉપર દ્વેષ એ ૧૨.

પ્ર. રસેન્દ્રિયના વિકાર કેટલા ને કિયા ?

ઉ. સાઠ. તે પાંચ રસ સચેત, પાંચ અચેત ને પાંચ મિશ્ર

એ ૧૫ શુભ ને ૧૫ અશુભ એ ૩૦ ના ઉપર રાગ ને ત્રીસના ઉપર દ્વેષ એ ૬૦.

પ્ર. સ્પર્શેન્દ્રિના વિકાર કેટલા ને કિયા ?

ઉ. ૯૬. તે આઠ સ્પર્શ સચેત, આઠ અચેત ને આઠ મિશ્ર એ ૨૪ શુભ ને ૨૪ અશુભ એ ૪૮ ના ઉપર રાગ ને ૪૮ ઉપર દ્વેષ એ ૯૬. એ પાંચ ઇંદ્રિઓના સર્વે થઇ ૨૪૦ વિકાર થયા અને શ્રોતેન્દ્રિયના ૧૨ ને બદલે ૨૪ ગણાયા તો ૨૫૨) વિકાર થયા.

પ્ર. પાંચ ઇન્દ્રિયનાં નામ શું ?

ઉ. ૧ અગોચરી, ૨ ગોચરી, ૩ દુમહી, ૪ ચરપરી, ૫ અચરપરી એ ૫.

પ્ર. પાંચ ઈન્દ્રિયમાં કામી કેટલી ને ભોગી કેટલી ?

ઉ. બે કામી ને ત્રણ ભોગી.

પ્ર. બે કામી તે કઇ ?

ઉ. શ્રોતેન્દ્રિ ને ચક્ષુઇન્દ્રિ.

પ્ર. ત્રણ ભોગી તે કઇ ?

ઉ. ઘ્રાણેન્દ્રિ, રસેન્દ્રિ, સ્પર્શેન્દ્રિ.

પ્ર. કામ ભોગ શાથી કહેવાય છે ?

ઉ. બે કામી ઈન્દ્રિઓ ઉપરથી કામ અને ત્રણ ભોગી ઇન્દ્રિઓ ઉપરથી ભોગ કહેવાય.

પ્ર. પાંચ મહાવ્રત કીયાં ?

ઉ. સર્વથા ૧ પ્રાણાતિપાતથી, ૨ મૃષાવાદથી, ૩ અદત્તા-

દાનથી, ૪ મૈથુનથી, ૫ પરિગ્રહથી નીવર્તવું.

પ્ર. મહાવ્રત એટલે શું ?

ઉ. મ્હોટાં વ્રત.

પ્ર. કોની અપેક્ષાએ મ્હોટાં વ્રત ?

ઉ. શ્રાવકના પાંચ અણુવ્રતની અપેક્ષાએ.

પ્ર. પાંચ મહાવ્રતનાં નામ શું ?

ઉ. ૧ યત, ૨ સત, ૩ દત્ત, ૪ બંભ, ૫ અકિંચન.

પ્ર. યત એટલે શું ?

ઉ. સર્વ જીવની યત્ના એટલે રક્ષણ કરવું.

પ્ર. સત એટલે શું ?

ઉ. સર્વથા સત્ય વચન બોલવું.

પ્ર. દત્ત એટલે શું ?

ઉ. સર્વથા દીધેલી વસ્તુ લેવી.

પ્ર. બંભ એટલે શું ?

ઉ. સર્વથા બ્રહ્મચર્ય પાળવું.

પ્ર. અકિંચન એટલે શું ?

ઉ. સર્વથા પરિગ્રહ રહિતપણે રહેવું.

પ્ર. શ્રાવકનાં પાંચ અણુવ્રત કીયાં ?

ઉ. ૧ મોટકા જીવ તે ત્રસ જીવને હણવા નહિ, ૨ મોટકું જૂઠું બોલવું નહિ, ૩ મોટકી ચોરી કરવી નહી, ૪ પરસ્ત્રી કે પરપુરૂષનો સંગ કરવો નહિ, ૫ પરિગ્રહની મર્યાદા કરવી.

પ્ર. શ્રાવકના વ્રતના મૂળ ભાંગા કેટલા ?

ઉ. ૪૯

પ્ર. તેમાં ૧૧ આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. એક કરણ ને એક જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૯

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧.મનથી કરૂં નહી, ૨. વચનથી કરૂં નહી, ૩ કાયાથી કરૂં નહિ, ૪ મનથી કરાવું નહી, ૫ વચનથી કરાવું નહી, ૬ કાયાથી કરાવું નહી, ૭ મનથી કરતા પ્રત્યે ભલું જાણું નહી, ૮ વચનથી ભલું જાણું નહી, ૯ કાયાથી ભલું જાણું નહી, એ ૯

પ્ર. તેમાં અગ્યારનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. એક કરણનો એકડો અને એક જોગનો એકડો એ બે એકડા ભેગા કરવાથી ૧૧ ની સંખ્યા થાય છે તેથી.

પ્ર. એકવીસમે આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. બે કરણ ને એક જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૯

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કરૂં નહિ, કરાવવું નહી મનથી, ૨ કરૂં નહી, કરાવવું નહી વચનથી, ૩ કરૂં નહી, કરાવવું નહી કાયાથી, ૪ કરૂં

નહિ, કરતાને ભલુ જાણું નહી મનથી, ૫ કરૂં નહી, કરતાંને ભલુ જાણું નહિ વચનથી, ૬ કરૂં નહી, કરતાને ભલુ જાણું નહિ કાયાથી, ૭ કરાવવું નહી, કરતાને ભલુ જાણવું નહી મનથી, ૮ કરાવવું નહી કરતા પ્રત્યે ભલુ જાણવું નહી વચનથી, ૯ કરાવવું નહી, કરતા પ્રત્યે ભલુ જાણવું નહી કાયાથી એ ૯.

પ્ર. એમાં એકવીસમો આંક કહેવાનું કારણ શું ?

ઉ. બે કરણનો બગડો ને એક જોગનો એકડો એ બગડો ને એકડો જોડાજોડ લખવાથી ૨૧ ની સંખ્યા થાય તેથી.

પ્ર. બાવીસમા આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. બે કરણ ને બે જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૯

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કરૂં નહિ કરાવવું નહી મનથી વચનથી, ૨ કરૂં નહિ કરાવવું નહી મનથી કાયાથી, ૩ કરૂં નહિ કરાવવું નહિ વચનથી કાયાથી, ૪ કરૂં નહિ કરતાને ભલુ જાણું નહી મનથી વચનથી, ૫. કરૂ નહી કરતાને ભલુ જાણું નહિ મનથી કાયાથી, ૬ કરૂં નહિ કરાવવું નહી કરતાને ભલુ જાણું નહિ વચનથી કાયાથી, ૭ કરાવવું નહી કરતા ને ભલુ જાણવું નહિ મનથી વચનથી, ૮ કરાવવું નહી કરતા ને ભલું જાણવું નહી મનથી કાયાથી, ૯ કરાવવું

નહી કરતાને ભલું જાણું નહિ વચનથી કાયાથી એ ૯

પ્ર. એમાં બાવીસનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. બે કરણનો બગડો અને બે જોગનો બગડો એ બે બગડા જોડાજોડે લખવાથી ૨૨ની સંખ્યા થાય છે તેથી.

પ્ર. તેવિસમે આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. બે કરણ ને ત્રણ જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૩.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કરૂં નહિ કરાવવું નહિ મનથી વચનથી કાયાથી, ૨ કરૂં નહિ કરતાને ભલું જાણવું નહિ મનથી વચનથી કાયાથી, ૩ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ મનથી વચનથી કાયાથી એ ૩.

પ્ર. એમાં તેવીસનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. બે કરણનો બગડો અને ત્રણ જોગનો તગડો એ બગડો ને તગડો એ બે જોડાજોડ લખવાથી **૨૩** ની સંખ્યા થાય છે તેથી.

પ્ર. એકત્રીસમા આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. ૩ કરણ ને એક જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૩.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કરૂં નહિ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ મનથી, ૨ કરૂં નહિ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ વચનથી, ૩ કરૂં નહિ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ કાયાથી એ ૩.

પ્ર. એમાં એકત્રીસનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. ત્રણ કરણનો તગડો ને એક જોગનો એકડો એ ત્રગડો ને એકડો એ બે જોડાજોડ લખવાથી એકત્રીસની સંખ્યા થઈ તેથી.

પ્ર. બત્રીસમે આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. ત્રણ કરણ ને બે જોગ.

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. ૩.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ કરૂં નહિ કરાવવું નહિ કરતા ને ભલુ જાણવું નહિ મનથી વચનથી, ૨ કરૂં નહી કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ મનથી કાયાથી, ૩ કરૂં નહિ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ વચનથી કાયાથી એ ૩.

પ્ર. એમાં બત્રીસનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. ત્રણ કરણનો તગડો ને બે જોગનો બગડો એ તગડો ને બગડો જોડાજોડ લખવાથી ૩૨ ની સંખ્યા થાય છે તેથી.

પ્ર. તેત્રીસમા આંકે કરણ કેટલા ને જોગ કેટલા ?

ઉ. ત્રણ કરણ ને ત્રણ જોગ

પ્ર. તેના ભાંગા કેટલા ?

ઉ. એક.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. કરૂં નહિ કરાવવું નહિ કરતાને ભલું જાણવું નહિ મનથી વચનથી કાયાથી.

પ્ર. એમાં તેત્રીસનો આંક કહેવાનું કારણ શું ?

ઉ. ત્રણ કરણનો ત્રગડો અને ત્રણ જોગનો ત્રગડો એ બે ત્રગડા જોડાજોડ લખવાથી ૩૩ સંખ્યા થાય તેથી.

પ્ર. એ સર્વ થઇ કેટલા ભાંગા થયા ?

ઉ. ૪૯.

પ્ર. શ્રાવકને દરેક પચ્ચખાણ કેટલે ભાંગે થાય ?

ઉ. એ ૪૯ ભાંગા માંહીલા ભાંગે થાય.

પ્ર. એ ૪૯ ભાંગા સિવાય કોઇ વ્રત થાય કે નહિ ?

ઉ. નહિ થાય.

પ્ર. શ્રાવકના પાંચ અણુવ્રતના ઉત્તર ભાંગા કેટલા ?

ઉ. ૭૩૫.

ઉ. તેના નામ શું ?

ઉ. પૂર્વે ૪૯ ભાંગા કહ્યા છે તે ૪૯ પહેલા વ્રતના, ૪૯ બીજાના, ૪૯ ત્રીજાના, ૪૯ ચોથાના, ૪૯ પાંચમા વ્રતના, એ સર્વે થઈ ૨૪૫ ભાંગા થયા તે ૨૪૫ ગયા કાળના, ૨૪૫ વર્તમાન કાળના, ૨૪૫ ભવિષ્ય કાળના એ સર્વે થઈ ૭૩૫ ભાંગા પાંચ અણુવ્રતના થયા.

પ્ર. પાંચ સુમતિ કઇ ?

ઉ. ૧. ઇર્યા સુમતિ તે જોઇને યત્નાપૂર્વક ચાલવું, ૨. ભાષા સુમતિ વિચારીને નિર્દોષ વચન બોલવું, ૩. એષણા સુમતિ તે નિર્દોષ અન્નપાણી પ્રમુખ ભોગવવું, ૪. આદાન નિખેવણા સુમતિ તે જત્નાપૂર્વક દરેક વસ્તુ લેવી મુકવી, ૫. પરિઠાવણીઆ સુમતિ તે પરઠવવા ( નાખી દેવા) યોગ્ય વસ્તુને યત્નાપૂર્વક પરઠવવી.

પ્ર. એ પાઠમાં છ છના બોલ કેટલા ને કિયા ?

ઉ. એ. તે છ કાય ને છ લેશા.

પ્ર. છ કાયના નામ શું ?

ઉ. ૧ ઇંદ્રીથાવર કાય, ૨. બભીથાવર કાય, ૩. સપ્પીથાવર કાય, ૪. સુમતિથાવર કાય, ૫. પયાવચ્ચ થાવર કાય, ૬. જંગમ કાય.

પ્ર. છ કાયનાં ગોત્ર કિયાં ?

ઉ. ૧ પૃથ્વી કાય, ૨. અપ (પાણી) કાય, ૩. તેઉ (અગ્નિ) કાય, ૪. વાયુ કાય, ૫. વનસ્પતિકાય, ૬ ત્રસકાય.

પ્ર. ઇંદ્રિ એટલે શું ?

ઉ. જેના ઉપર ઇંદ્રનું માલીકીપણું છે તે પૃથ્વી

પ્ર. થાવર એટલે શું ?

ઉ. સ્થિર રહેવું તે.

**પ્ર.** કાય એટલે શું ?

**ઉ.** સમૂહ (જથ્થો).

**પ્ર.** બંભી એટલે શું ?

**ઉ.** જેમાં પ્રતિબિંબ પડે તે પાણી અને થાવર કાયનો અર્થ સર્વમાં ઉપર મુજબ જાણવો.

**પ્ર.** સપ્પી એટલે શુ ?

**ઉ.** ઘી પ્રમુખ વસ્તુને પીગળાવે (ઓગળાવે) તે અગ્નિ.

**પ્ર.** સુમતિ એટલે શું ?

**ઉ.** જેહનાથી શાંતિ ઉપજે-શિતળતા કરે તેવો વાયુ.

**પ્ર.** પયાવચ્ચ એટલે શું ?

**ઉ.** જેહનાથી દુધાદિકની ઉત્પતિ થાય તે વનસ્પતિ.

**પ્ર.** જંગમ એટલે શું ?

**ઉ.** એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય તે ત્રસ હાલતા ચાલતા જીવ.

**પ્ર.** પૃથ્વી અને પૃથ્વીકાયમા ફેર શું ?

**ઉ.** એક માટીનો કકડો હોય તેને પૃથ્વી કહેવાય, અને જગતમાં તમામ પૃથ્વીનો એક જથ્થો હોય તેને પૃથ્વી-કાય કહેવાય. એજ પ્રમાણે એક પાણીનું બિંદુ હોય તેને અપ કહેવાય અને જગતમાં જેટલું પાણી છે તે તમામનો એક જથ્થો હોય તેને અપકાય કહેવાય એવી રીતે છએ કાયમાં સમજવું.

**પ્ર.** છ લેશાનાં નામ શું ?

ઉ. ૧. કૃષ્ણ લેશા, ૨. નિલ લેશા, ૩. કાપુત લેશા, ૪. તેજુ લેશા, ૫. પદ્મ લેશા, ૬. શુકલ લેશા.

પ્ર. લેશા એટલે શું ?

ઉ. મનના સારા ખોટા વિચાર કરી કર્મના પુદ્દગલોથી ખરડાવું તે.

પ્ર. કૃષ્ણ લેશાનાં લક્ષણ શું ?

ઉ. પાંચ આશ્રવનો સેવનાર મન, વચન, કાયાને પાપમાં જતી અટકાવે નહિ, છકાય જીવનો ઘાત કરવામાં તિવ્ર પ્રણામી, પાપ કરવામાં સાહસીક, સર્વ જીવને અપ્રિયકારી, જીવ હણતાં બીલકૂલ સુગ આવે નહિ, પાંચ ઇન્દ્રિઓના વિષયમાં તિવ્ર, લુબ્ધ, દયા રહિત, અતિ ક્રોધી, અતિ અભીમાની, ઘણા જીવની સાથે વૈર બાંધનાર, ધર્મરહિત, રાત્રી દિવસ પાપરૂપ વ્યાપારે કરીને યુક્ત એહવા લક્ષણે કરી સહિત હોય તે.

પ્ર. નિલ લેશાનાં લક્ષણ શું ?

ઉ. ઇર્ષાવંત, અમર્ષવંત, ઘણો કદાગ્રહી, ભલી વિદ્યા રહિત, પર જીવને છેતરવાની બુદ્ધિ, વિષયનો અત્યંત લુબ્ધ, દ્વેષી, ધુર્ત, પ્રમાદી, ખાધા પીધાનો અત્યંત લોલપી શાતાનો ઇચ્છીત, છકાય જીવના આરંભ થકી નિવર્ત્યો નથી, હલકા સ્વભાવવાળો, અણવિચાર્યાં કાર્યનો કરનાર એહવાં લક્ષણે કરી સહિત હોય તે.

પ્ર. કાપુત લેશાનાં લક્ષણ શું ?

ઉ. વાંકુ બોલનાર, વાંકા વાંકા કામ કરનાર, અત્યંત કપટી, સરલપણા રહિત, પોતાના દોષ ઢાંકનાર, મિથ્યાત્વદ્રષ્ટિ, અનાર્ય, બીજાને ઝાટકો લાગે તેવાં કડવાં વચન બોલનાર, ચોરી કરનાર, બીજાની ઋદ્ધિ–સુખ દેખી ન શકે, એહવાં લક્ષણે કરી સહિત હોય તે.

પ્ર. તેજુલેશાનાં લક્ષણ શું ?

ઉ. માન રહિત, ચપળપણા રહિત, ઇંદ્રિયોને ધર્મકાર્યમાં દમનાર, શાસ્ત્ર ભણવા વાંચવાના વ્યાપારે કરી સહિત, ધર્મને વિષે નિશ્ચલ, પાપ થકી ડરે, મોક્ષનો ઇચ્છનાર ધર્મના વ્યાપારે કરી યુક્ત એહવાં લક્ષણે કરી સહિત હોય તે.

પ્ર. પદ્મલેશાનાં લક્ષણ શું ?

ઉ. જેને ક્રોધ, માન, માયા ને લોભ પાતળાં, ( થોડા ) છે, રાગદ્વેષ ઉપશાંત (ઢાંકેલા) છે, ધર્મકાર્યમાં આત્માને દમનાર, મન, વચન, કાયાના યોગ વશ છે, સિદ્ધાંત ભણતાં જે તપ કરવાને કહેલ છે તે તપશ્ચર્યાએ કરી સહિત છે, થોડું બોલનાર, જેની પ્રકૃતિ ઉપશાંત છે, જીતેંદ્રિય છે, એહવાં લક્ષણે કરી સહિત હોય તે.

પ્ર. શુકલ લેશાનાં લક્ષણ શું ?

ઉ. આર્તધ્યાન ને રૌદ્રધ્યાને કરી રહિત, ધર્મધ્યાન ને શુક્લ ધ્યાને કરી સહિત, રાગદ્વેષ ઉપશાંત છે અથવા ક્ષય થયા છે, પાંચ ઇંદ્રિયોને દમનાર, જીતેંન્દ્રિ, પાંચ

સુમતિ ને ત્રણ ગુપ્તિએ કરી સહિત છે, સરાગી અથવા વિતરાગી છે. નિંદ્યા ને શોકે કરી રહિત છે, શિતળીભૂત શાંત સ્વભાવી એહવાં લક્ષણે કરી સહિત હોય છે.

પ્ર. એ છ લેશામાં ખરાબ લેશા કેટલી ને તેનાં નામ શું ?

ઉ. ત્રણ તે. ૧, કૃષ્ન, ૨. નિલ ને ૩. કાપુત.

પ્ર સારી લેશા કેટલી ને તેના નામ શું ?

ઉ. ત્રણ. તે ૧. તેજુ, ૨. પદ્મ, ૩. શુકલ.

પ્ર. તેથી આપણે શું કરવું ?

ઉ. ત્રણ ખોટી લેશાના લક્ષણથી દુર્ગતિએ જવાય તેથી તે છોડી ત્રણ સારી લેશાનાં લક્ષણ ગ્રહણ કરવાં કે જેથી સ્વર્ગ ને મોક્ષનાં સુખની પ્રાપ્તિ થાય.

પ્ર. ભયના સ્થાનક કેટલાં ?

ઉ. ૭.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. ઇહલોક ભય, ૨. પરલોક ભય, ૩. આદાન ભય, ૪. અકસ્માત ભય, ૫. આજીવીકા ભય, ૬. મરણનો ભય, ૭ પુજા શ્લાઘાનો ભય એ ૭.

પ્ર. ઇહલોક ભય કેહને કહીએ ?

ઉ. સ્વજાતિ થકી ભય ઉપજે. જેમ મનુષ્યને બીજા મનુષ્યનો ભય લાગે, પશુને બીજા પશુનો ભય લાગે, દેવતાને બીજા દેવતાનો ભય લાગે ઇત્યાદિક.

પ્ર. પરલોક ભય કેહને કહીએ ?

ઉ. પરજાતિ થકી ભય લાગે. જેમ મનુષ્યને પશુપ્રમુખનો ભય લાગે, પશુને મનુષ્યાદિકનો ભય લાગે ઇત્યાદિક.

પ્ર. આદાન ભય કેહને કહીએ ?

ઉ. ધનાદિક આશ્રીને. અમારૂં ધનાદિક રખે બીજું કોઇ લઇ જાય ઇત્યાદિક.

પ્ર. અકસ્માત ભય કેહને કહીએ ?

ઉ. ઓચીંતો ભય લાગે. જેમ રાત્રીયાદિકમાં દોરડા પ્રમુખને દેખી સર્પાદિકની ધાસ્તી લાગે તે.

પ્ર. આજીવીકા ભય કેહને કહીએ ?

ઉ. ખાનપાનાદિકથી મારૂં ભરણપોષણ શી રીતે થશે, કોણ કરશે ઇત્યાદિક ભય લાગે તે.

પ્ર. મરણકા ભય કેહને કહીએ ?

ઉ. અરે હું મરી જઇશ એહવી ધાસ્તી રાખવી તે.

પ્ર. પુજાશ્લાઘા ભય કેહને કહીએ ?

ઉ. અરે મારી માનના પૂજા ઓછી થશે એવો ડર રાખવો તે.

પ્ર. એ સાત ભયનું શું કરવું ?

ઉ. તજી દેવાં.

પ્ર. મદ કેટલા ?

ઉ. ૮.

પ્ર. મદ એટલે શું ?

ઉ. અતિશે ગર્વિષ્ઠપણું.

પ્ર. તે આઠનાં નામ શું ?

ઉ. ૧. જાતિનો મદ, ૨. કુળનો મદ, ૩. બળનો મદ, ૪ રૂપનો મદ, ૫. તપશ્ચર્યાનો મદ, ૬. ભણતરનો મદ, ૭. લાભનો મદ, ૮. ઠકુરાઇનો મદ એ ૮.

પ્ર. જાતિનો મદ કેહને કહીએ ?

ઉ. પોતાની માતાનો પક્ષ નિર્મળ હોય, કોઈ જાતનું કલંક લાગેલ ન હોય તેહનો મદ તે.

પ્ર. કુલનો મદ કેહને કહીએ ?

ઉ. પોતાનો બાપનો પક્ષ નિર્મળ હોય તેહનો મદ તે.

પ્ર. ઠકુરાઇનો મદ કેહને કહીએ ?

ઉ. અધિકારપણાનો મદ તે.

પ્ર. શિયલરૂપી વૃક્ષના રક્ષણ માટે વાડ કેટલી ?

ઉ. ૯.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. પુરૂષે સ્ત્રી રહિત અને સ્ત્રીએ પુરૂષ રહિત તેમજ પશુ નપુંસક રહિત મકાન હોય તેહમાં રહેવું, સહિત-માં રહેવું નહિ, ૨. સ્ત્રી પુરૂષે કામક્રીડાની વાર્તા કરવી નહિ, ૩. સ્ત્રી પુરૂષે એક આસન ઉપર બેસવું નહિ. ૪. સ્ત્રીએ પુરૂષનાં અને પુરૂષે સ્ત્રીના અંગોપાંગ ધારી ધારીને નીરખવા નહિ, ૫. સ્ત્રી પુરૂષે ભીંત ટટી પ્રમુખને આંતરે બીજા સ્ત્રી પુરૂષના કામક્રિડાના શબ્દો સાંભળવા નહિ. ૬ બ્રહ્મચર્ય આદર્યા પહેલાં જે કામક્રીડા કરી હોય તે ફરી સંભારવી નહિ, ૭. રોજ રોજ સરસ

ભોજન કરવું નહિ, ૮. રોજરોજ દાબી ચાંપીને ખાવું નહિ, ૯. રોજ રોજ નાઇ ધોઇ તેલ ફુલેલ અતરાદિક લગાડી શરીરની છટા પટાદિક વિભૂષા કરવી નહિ.

પ્ર. આ નવ વાડો કોણે પાળવી ?

ઉ. સર્વથા બ્રહ્મચર્ય આદર્યું હોય તેવા સ્ત્રી પુરૂષે સર્વના સંબંધમાં તથા પતિવ્રતા સ્ત્રીએ પરપુરૂષના સંબંધમાં અને પોતાની પત્નિવ્રત ધારણ કરનાર પુરૂષે પરસ્ત્રીના સંબંધમાં ઉપર મુજબ નવ વાડ પાળવી.

પ્ર. એ નવ વાડને બીજી રીતે સમજાવી શકશો ?

ઉ. હા.

પ્ર. શી રીતે સમજાવશો ?

ઉ. દૃષ્ટાંતથી.

પ્ર. પહેલી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. બીલાડીની સાથે ઉંદરને રહેતા ક્ષેમકુશળ નહિ તેમજ સ્ત્રી પુરૂષે ભેગા રહેતાં બ્રહ્મચર્ય સચવાય નહિ.

પ્ર. બીજી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. આંબલી, લીંબુને સંભારવાથી દાઢમાંથી પાણી છુટે તેવી રીતે કામક્રિડાની વાત કરવાથી બ્રહ્મચર્યની હાની થાય.

પ્ર. ત્રીજી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. ઘહુંની કણક બાંધેલી હોય તેની જોડે કોળુ કાપીને મૂકે તથા કોઠીંબડા મુકે તો કણકનાં વાંક (ચીકાસ) જાય તેમ સ્ત્રી પુરૂષે એક આસને બેસવાથી વિષય ઉત્પન્ન

થવાથી બ્રહ્મચર્યનું તત્વ જાય.

પ્ર. ચોથી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. સૂર્યના સામું જોવાથી આંખનું તેજ ઘટે તેમ સ્ત્રી પુરૂષના પરસ્પર અંગોપાંગ નીરખવાથી કામદેવ ઉત્પન્ન થાય અને બ્રહ્મચર્યનું તેજ ઘટે.

પ્ર. પાંચમી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. અગ્નિ ઉપર ઘીનો ઘડો મુકવાથી ઘી પીગળે અથવા કોઇ હડકાયું કરડેલું હોય તેને વરસાદનો ગર્જારવ સાંભળવાથી પાછો હડકવા ઉછળે તેમ ભીંત પ્રમુખને આંતરે સ્ત્રી પુરૂષના કામક્રિડાના શબ્દો સાંભળવાથી પાણ કામદેવ જાગૃત થાય.

પ્ર. છઠી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. સપ અને કઠીઆરાનું દૃષ્ટાંત. તે એવી રીતે કે બે કઠીઆરા પરદેશ જતા એક ગામમાં એક ડોશીને ત્યાં રાત વાસો રહ્યા. પાછલી રાતે ડોશીએ ગોળી જોયા વિના ગોરસી નાખી, છાશ વલોવી કઠીઆરાને આપી તે ખાઇ પરદેશ ગયા. પ્રભાતે ડોશીએ જોયું તો ગોળીમાં સર્પ વલોવાઇ ગએલો જાણી દીલગીર થઇ. કેટલેક કાળે કઠીઆરા પાછા આવ્યા ત્યારે ડોશીએ સર્પની વાત કરી તે સાંભળતાંજ કઠીઆરાને ઝેર ચઢયું ને તુરત મરણ પામ્યા એવી રીતે બ્રહ્મચર્ય આદર્યા પહેલા સ્ત્રી પુરૂષે જે કામ ક્રિડા કરી હોય તે સંભારવાથી ફરી કામદેવ

પ્રદિપ્ત થાય.

પ્ર. સાતમી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. સનેપાતના રોગવાળાને દુધ સાકર પાવાથી વધારે સનેપાત થાય તેમ હમેશાં સરસ ભોજન કરવાથી વધારે કામદેવ પ્રદિપ્ત થાય.

પ્ર. આઠમી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. શેરની હાંડી હોય તેમાં સવાશેર રાંધવાથી હાંડી ફુટે ને અનાજ જતુ રહે તેમ હંમેશાં હાંસી ચાંપીને ખાવાથી સ્વપ્નામાં વીર્યની સ્ખલના (જંતુ રહે) થાય.

પ્ર. નવમી વાડનું દૃષ્ટાંત શું ?

ઉ. રાકને હાથ રત્નનું દ્રષ્ટાંત તે એવી રીતે કે, જંગલમાં ઉનાળાના દિવસમાં એક કઠીઆરાને દુઃખી જાણી એક વિદ્યાધરે એક ચિંતામણીરત્ન કઠીઆરાના ખોલામાં નાખ્યું. કઠીઆરાએ હોકાનો કાંકરો કરવા તરીકે લુગડાના છેડે બાંધ્યું, પછી ખાવાપીવાની, મકાનની, બગીચાની ને નાટકની ચિંતવણા કરવાથી સર્વે ઇચ્છા ફળીભૂત થઇ. એક દેવતા તે જંગલમાં થઇને જતા દેવતાઇ નાટક જોઇ આશ્ચર્ય પામી અવધીજ્ઞાને જોઇ કાગડાનું રૂપ કરી કઠોર શબ્દ બોલી નાટકના રંગમાં ભંગ કરવા લાગ્યો. કાગડાને ઉડાડવા ચિંતામણી રત્ન ફેંકયું તે દેવતા લઇ ચાલ્યો ગયો. પાછળ જોયું તો લાકડાની ભારી ન પોતે જેવો હતો તેવો રહ્યો. જેમ એ રાંકને હાથ રત્ન

રહ્યું નહિ તેવી રીતે રાજ નાઈ ધોઇ તેલ ફુલેલ અત્તરાદિક લગાડી શરીરની છટા પટાદિક વિભુષા કરે તો બ્રહ્મચર્યના નાશ થતાં વાર લાગે નહિ.

પ્ર. આ દ્રષ્ટાંતો સાંભળીને શું કરવું ?

ઉ. શિયળવતા સ્ત્રી પુરૂષે ઉપર કહેલી નવવાડ બરાબર પાળવી કે જેથી બ્રહ્મચર્યરૂપી વૃક્ષ સારી રીતે સાચવવાથી મોક્ષરૂપી મધુરાં ફળ પ્રાપ્ત થાય.

પ્ર સાધુના ધર્મ કેટલા ?

ઉ. દશ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. ક્ષમા કરવી, ૨. નિર્લોભતા ધારણ કરવી, ૩. કપટ રહિત સરળતા રાખવી. ૪. આઠ મદ ન કરવા, ૫. દ્રવ્યથી ઉપધી અને ભાવે કષાયથી હળવાપણે રહેવું, ૬. સત્ય વચન બોલવું, ૭. સત્તર પ્રકારે સંયમ પાળવો, ૮. શક્તિ મુજબ તપશ્ચર્યા કરવી, ૯. જ્ઞાન પ્રાપ્ત કરવું, ૧૦. બ્રહ્મચર્ય પાળવું, એ દશ.

પ્ર. શ્રાવકની અભિગ્રહરૂપ પ્રતિમા કેટલી ?

ઉ. ૧૧.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ પેલી દર્શન પ્રતિમા તે એક માસ લગી સમકિત નિર્મળ પાળે ને કોઇને મજરો (સલામ) કરે નહી, ૨ બીજી પડીમા બે માસની તે બે માસ લગી વ્રત પચ્ચ-

ખાણુ અતિચાર રહિત પાળે ને દોષ લગાડે નહિ, ૩ ત્રીજી પડીમા ત્રણ માસની તે ત્રણ માસ લગી સામાયિક દેશાવગાસીક વ્રત વેળાએ વેળાએ શુદ્ધ કરે, ૪ ચોથી પડીમા ચાર માસની તે ચાર માસ લગી ચૌદસ અમાવાસ્યાનો છઠ્ઠ ( બે ઉપવાસ સાથે કરવા તે ) પોષો કરે ને ચૌદશ પુનમનો છઠ્ઠ પોષો કરે અને સુદ વદની એકેકી આઠમનો અકેકો પોષો કરે. એમ એક માસમાં છ પોષા અવશ્યમેવ કરે, ૫ પાંચમી પડીમા પાંચ માસની તે પાંચ માસ લગી પાંચ બોલ પાળે. ૧ પોષાને દિવસે ચાર પહોર રાત્રીનો કાઉસગ્ગ કરે, ૨ સ્નાન ન કરે, ૩ રાત્રી ભોજન ન કરે, ૪ કાછડી ન વાળે, ૫ દિવસનું બ્રહ્મચર્ય પાળે અને રાત્રીનું પ્રમાણ કરે, ૬ છઠ્ઠી પડીમા છ માસની તે છ માસ લાગી સર્વથા પ્રકારે શિયળ પાળે, ૭ સાતમી પડીમા સાત માસની તે સાત માસ લગી સચેત વસ્તુનો આહાર ન કરે, ૮ આઠમી પડીમા આઠ માસની તે આઠ માસ લગી પોતાને હાથે આરંભ ન કરે, ૯ નવમી પડીમા નવ માસની તે નવ માસ લગી પોતે અનેરા પાસે આરંભ કરાવે નહિ, ૧૦ દશમી પડીમા દશ માસની તે દસ માસ લગી પોતાને અર્થે આરંભ કરીને આપે તે અન્નપાણી લે નહિ, ૧૧ અગીઆરમી પડીમા અગીઆર માસની તે અગીઆર માસ લગી માથે ચોટલી રાખી બીજો

મસ્તક દાઢી મુંછનો સર્વ લોચ કરે, પોતાની જ્ઞાતિમાંહી સાધુની પેરે ગૌચરી કરે, સર્વ સાધુનો વેશ રાખે, ઉઘાડી દાંડીનો રજોહરણ રાખે, તેને કોઇ પુછે તમે સાધુ છો તો કહે ના હું તો પડીમાધારી શ્રાવક છું, પહેલી પડીમાંથી માંડી સર્વ આચાર અગીઆર પડીમા સુધી લેવો.

પ્ર. શ્રાવક એ અગ્યાર પડીમા વહી રહ્યા પછી શું કરે ?

ઉ. ૧ કોઇ સંથારો કરે, ૨ કોઇ ઘરમાં જાય, ૩ અને કોઇ દિક્ષા લીએ.

પ્ર. એ અગ્યાર પડીમાને શું કરવી ?

ઉ. તેને શ્રદ્ધવી, પરૂપવી, પ્રતિત આણવી અને એ પાળતા હોય તેવા પુરૂષોને ધન્યવાદ આપવો અને વખત આવ્યે તે પ્રમાણે કરવાની આપણે અભિલાષા રાખવી અને તેમાં કોઈ ખામી લાગી હોય તો તે અપરાધની આપણે માફી માગવી.

પ્ર. સાધુની પ્રતિમા કેટલી ?

ઉ. ૧૨

પ્ર. ક્રિયાના સ્થાનક કેટલા ?

ઉ. ૧૩

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ અર્થ દંડ ને શરીરાદિકને કારણે છ કાયના જીવ ન હણે, ૨ અનર્થ દંડ તે નિરર્થક જીવને હણે, ૩ હિંસા દંડ તે એ મુજને હણતો હતો, હણે છે ને હણશે તે

માટે તેહને મારૂં એવું ચિંતવે, ૪ અકસ્માત દંડ તે એકને હણુતા બીજો હણાઇ જાય, ૫ દૃષ્ટિ વિપરીત દંડ તે મનને ભ્રમિત કરીને મિત્રને હણે, ૬ મોસવતી ક્રિયા તે જુઠાથી લાગે, ૭ અદત્તાદાનવતીયા ક્રિયા તે ચોરીથી લાગે, ૮ અઝથવતીયા ક્રિયા તે મોટા ઉચાટ કરવાથી લાગે, ૯ મિત્રદોષવતીયા ક્રિયા માતાપીતાદિકને થોડે અપરાધે ઘણો દંડ દીએ, ૧૦ માનવતીયા ક્રિયા તે અહંકારથી લાગે, ૧૧ માયાવતીયા ક્રિયા તે કપટથી લાગે, ૧૨ લોભવતિયા ક્રિયા તે વિષયાદિકને વિષે લુબ્ધ થવાથી બીજાને વધ બંધનાદિક કરે, ૧૩ ઇર્યાવહિયા ક્રિયા તે ઉત્કૃષ્ટા સાધુને હોય.

પ્ર. એ તેર ક્રિયાના સ્થાનકને શું કરવું ?

ઉ. એ તેરમાં અશુભ હોય તેને તજવું અને શુભને ગ્રહણ કરવું.

પ્ર. ભૂત (જીવ) ના ગામ કેટલા ?

ઉ. ૧૪

પ્ર. તેના નામ શું ?

ઉ. સૂક્ષ્મ એકેન્દ્રિ જીવ, ૨ બાદર એકેન્દ્રિ જીવ, ૩ બેઇન્દ્રિ જીવ, ૪ તેઇન્દ્રિ જીવ, ૫ ચોરેંન્દ્રિ જીવ, ૬ અસંજ્ઞી (મન વિનાના) પંચેંદ્રિ જીવ, ૭ સંજ્ઞી (મનવાળા) પંચેંદ્રિ જીવ, એ સાત પ્રકારના જીવના અપ્રજાપ્તા અને એ ૭ ના પ્રજાપ્તા એ ૧૪ ગામમાં તમામ સંસારી જીવ રહે છે.

પ્ર. એ ચૌદમાં આપણું ગામ કિયું ?
ઉ. સંજ્ઞી પંચેંદ્રિ પ્રજામાનું ચૌદમું.
પ્ર. પરમાધામી કેટલી જાતના ?
ઉ. ૧૫ જાતના.
પ્ર. પરમાધામિ એટલે શું ?
ઉ. પરમ ( ઘણામાં ઘણા ) અધર્મિ, નિર્દય ને પાપ કરી નરકમાં ગએલા જીવોને દુઃખ આપનારા દેવતાઓ.
પ્ર. તે પન્નરના નામ તથા તેના કૃત્ય શું ?
ઉ. ૧. અંબ નામે પરમાધામી તે નારકીને દોડાવે, વિંધી મારે તેમજ આકાશમાં ઉછાળે, ૨ અંબરસ નામે પરમાધામિ તે નારકીને કાતરણીએ કરી, કરવતે કરી કાપે ને કટકે કટકા કરે, ૩ શામ નામે પરમાધામિ તે રંગમાં કાળો છે અને નારકીને તોડી નાખે, પાડી નાખે વીંધી નાખે, દોરડાદિકના પ્રહારાદિક દીએ, ૪ સબળ નામે પરમાધામિ તે રંગમાં કાબરચીતરા અને નારકીના અંગોપાંગ હૃદય હાથ માથું છેદે, હૈયાદિકના કાળજા કાઢે, ૫ રૌદ્ર નામે પરમાધામી તે નિર્દયથી વધારે નિર્દય, ભયંકર અને નારકીના પૂર્વોક્ત અંગોપાંગને કાપે, કટકા કરે, ખડ્ગ શક્તિનો માર મારે, ભાલા ત્રિશુળ શૂળી પ્રમુખે પરોવે, ૬ વિરૌદ્રનામે પરમાધામિ તે અત્યંત ભયંકર ને નિર્દય અને નારકીના પૂર્વોક્ત અંગોપાંગના અતીશે નાના કટકા કરે, કાપે, વાઢે, ભાંગે ને

શૂળીયાદિકે પરોવે, ૭ કાળ નામે પરમાધામિ તે રંગમાં કાળા છે ને નારકીને કુંભી પાકમાંહી લોઢાની કોઠી ને અગ્નિમાં અત્યંત તપાવીને તે કોઠીમાં નારકીને પતંગીઆની પેરે હોમે, ૮ મહાકાળ નામે પરમાધામિ તે રંગમાં અતિશે કાળા છે અને સીંહાદિકના રૂપ કરી નારકીને ફાડે છે ને માંસાદિક ખાય છે, ૯ અસી પત્ર નામે પરમાધામિ તે તરવારથી નારકીના હાથ હોઠ નાક કાન પ્રમુખના અતિશે નાના કટકે કટકા કરે, ૧૦ ધનુષ નામે પરમાધામિ તે ભાડભુંજાની પેરે નારકીને લોઢાની કોઠીમાંહી સેકે, ૧૧ કુંભી નામે પરમાધામિ તે અગ્નિના જેવા લાલચોળ પથ્થર બનાવી તે ઉપર નારકીને પછાડે, ૧૨ વાલુ નામે પરમાધામિ તે કલંબવાલુકા નદીમાંહી નારકીને ચણાની ભઠ્ઠીની પેરે રગદોળે, ૧૩ વેતરણી નામે પરમાધામિ તે નારકીને કળકળતુ તરૂઉ લોહી પરૂ નસાદિકે કરી ઉનું ઉનું અને સડેલું દુર્ગંધીવાળું પાય, ૧૪ ખરસ્વર નામે પરમાધામિ તે સમળી બાજ પ્રમુખનું રૂપ કરી નારકીને ઝડપે તથા લોઢાના હજારો મણના ભાર માથે મુકે અને કોહોવાડા પ્રમુખે કાપે ફાડે, ૧૨ મહાઘોષ નામે પરમાધામિ તે નારકી નાસી જતાં હોય તેને પશુની પેરે વાડાને વિષે રૂંધીને ગળે ફાંસીયાદિકે કરી ઘણી વિંટંબણા દીએ.

પ્ર. એ પંદર જાતિના પરમાધામિ કઇ જાતિમાં ભળે ?

ઉ. ભવનપતિની જાતિમાં.

પ્ર. એ પરમાધામિનું શું કરવું ?

ઉ. તેહની શ્રદ્ધા નહી આણવા રૂપ અપરાધ થએલ હોય તો પ્રભુ પાસે માફી માગવી.

પ્ર. સુયગડાંગ સૂત્રના પહેલા શ્રુતસ્ખંધનાં અધ્યયન કેટલા ?

ઉ. ૧૬

પ્ર. અસંયમ કેટલા પ્રકારે ?

ઉ. ૧૭ પ્રકારે.

પ્ર. અબ્રહ્મચર્ય કેટલા પ્રકારનું ?

ઉ. ૧૮ પ્રકારનું.

પ્ર. તેના નામ શું ?

ઉ. ઉદારિક શરીર સંબંધી મૈથુન નવે કોટીએ સેવે અને વૈક્રિય શરીર સંબંધી મૈથુન નવે કોટીએ સેવે એ ૧૮.

પ્ર. એ અઢાર પ્રકારના અબ્રહ્મચર્યનું શું કરવું ?

ઉ. એ ૧૮ પ્રકારનું અબ્રહ્મચર્ય સેવ્યું હોય અને એથી સુલટું ૧૮ પ્રકારનું બ્રહ્મચર્ય ન સેવ્યું હોય તે રૂપ અપ-રાધ થએલ હોય તો પ્રભુની પાસે માફી માગવી.

પ્ર. જ્ઞાતા સૂત્રના અધ્યયન કેટલા ?

ઉ. ૧૯.

પ્ર. તેના નામ શું ?

ઉ. પહેલું મેઘ કુમારનું, ૨. બીજું ધનાવા શેઠનું, ૩. ત્રીજું મોરના ઈંડાનું, ૪ ચોથું કાચબાનું, ૫. પાચમું થાવચ્ચા

પુત્રનું, ૬. છઠું તુંબડીનું, ૭. સાતમું રોહીણીનું, ૮. આઠમું મલ્લીનાથ ભગવાનનું, ૯. નવમું જીનરખ ને જીનપાલનું, ૧૦ દશમું ચંદ્રમાનું, ૧૧. અગ્યારમું દવ દવા વૃક્ષનું, ૧૨. બારમું સુબુદ્ધિ પ્રધાનનું, ૧૩. તેરમું નંદ મણીઆરનું, ૧૪. ચૌદમું પોટીલા સોનારણનું, ૧૫ પંદરમું નંદીફળનું, ૧૬. સોળમું દ્રૌપદીનું, ૧૭. સત્તરમું આકીણ જાતિના ઘોડાનું, ૧૮. અઢારમું સુસમા બાલીકાનું, ૧૯. ઓગણીસમું કુંડરીક પુંડરીક બે ભાઈઓનું.

**પ્ર.** એ ૧૯ નું શું કરવું ?

**ઉ.** તેની શ્રદ્ધા પ્રતિત નહિ આણવા રૂપ અપરાધ થએલ હોય તો પ્રભુ પાસે માફી માગવી.

**પ્ર.** અસમાધીના સ્થાનક કેટલા ?

**ઉ.** ૨૦.

**પ્ર.** અસમાધી એટલે શું ?

**ઉ.** દુઃખ અશાંતિ.

**પ્ર.** તે ૨૦ નું નામ શું ?

**ઉ.** ૧. ઉતાવળા ઉતાવળા ચાલવાથી પડે ને દુઃખ થાય, ૨. વગર પુંજ્યે (વાળ્યા વિના) ચાલવાથી દુઃખ થાય, ૩. કયાં પુંજે અને કયાં પગ માંડે તેથી પણ દુઃખ થાય, ૪. અધીકા આસન ઉપર બેસે સુવે, ૫. વડેરાના સામું બોલે, ૬. સ્થીવરની ઘાત ચીંતવે, ૭ સર્વ પ્રાણી ભુત જીવ

સત્વની ઘાત ચીંતવે, ૮. ક્ષણુ ક્ષણુ પ્રત્યે ક્રોધ કરે, ૯. પુંઠ પાછળ પારકા અવર્ણવાદ બોલે, ૧૦. વારંવાર નિશ્ચયકારી ભાષા બોલે, ૧૧. નવો કલેશ ઉત્પન્ન કરે, ૧૨. જુનો કલેશ ખમાવીને ઢાંકી દીધેલ હોય તેને ફરી ઉભો કરે, ૧૩. અકાળે સ્વાધ્યાય કરે, ૧૪. સચેત રજથી હાથ પગાદિક ખરડેલ હોય તેને પૂંજ્યા વિના સુવે બેસે, ૧૫. પોહોર રાત્રી ગયા પછી મોટે મોટે અવાજે બોલે, ૧૬. મ્હોટો કલેશ કરે, ૧૭. જુજ વચનથી કલેશ કરે, ૧૮. પોતાને અને પરને અશાંતિ ઉપજાવે, ૧૯. સવારથી સાંઝ સુધી વારંવાર ખા ખા કરે, તો એથી અજીણુ થાય, માંદો પડે ને દુઃખી થાય, ૨૦. અણેષ્ણિક ( જોયા વિના દોષવાળો ) આહાર ભોગવે એ ૨૦.

પ્ર. એ વીશ કામ કરવાથી શું થાય ?

ઉ. પોતે દુઃખી થાય, અશાતા પામે.

પ્ર. એ વીશ બોલ કિયાં કહ્યાં છે ?

ઉ. દશાશ્રુતસ્કંધ સૂત્રના પહેલા અધ્યયનમાં.

પ્ર. એ વીશનું શું કરવું ?

ઉ. એ વીશ કામ માંહેલું કોઈ કામ કરેલું હોય તો તેની પ્રભુ પાસે માફી માગવી.

પ્ર. સબળા દોષ કેટલા ?

ઉ. ૨૧.

પ્ર. પરિસહ કેટલા ?

ઉ. ૨૨.

પ્ર. પરિસહ એટલે શું ?

ઉ. પરિશ્રમ, કષ્ટ, દુઃખ.

પ્ર. તે બાવીસ પારસહના નામ શું ?

ઉ. ૧. ક્ષુધા (ભુખ)નો, ૨. તૃષાનો, ૩. ટાઢનો, ૪. તાપનો ૫. ડાંસ મચ્છરનો, ૬. અચેલ (જીર્ણ વસ્ત્ર)નો, ૭. અરતી (દીલગીરી)નો, ૮. સ્રીનો, ૯. ચાલવાનો, ૧૦. બેસવાનો ૧૧. સ્થાનક (મકાન)નો, ૧૨. આક્રોસ વચનનો, ૧૩. વધનો, ૧૪. યાચનાનો, ૧૫. અલાભનો, ૧૬. રોગનો ૧૭. તૃણુ (ઘાસ) સ્પર્શનો, ૧૮. સત્કાર, સન્માનનો, ૧૯ જળ ( પરસેવો ) મેલનો, ૨૦. પ્રજ્ઞા ( બુદ્ધિ )નો, ૨૧. અજ્ઞાનનો ૨૨. દર્શન (સમકીત)નો એ ૨૨.

પ્ર. એ બાવીસ પરિસહ મુખ્યત્વે કોને સહન કરવાના છે ?

ઉ. મુનિ મહારાજને.

પ્ર. એ બાવીસ પરિસહ કિહાં કહ્યાં છે ?

ઉ. ઉત્તરાધ્યયન સૂત્રના બીજા અધ્યયનમાં.

પ્ર. એ બાવીસ પરિસહનું શું કરવું ?

ઉ. એ ૨૨ પરિશ્રમને મહા પુરૂષો સહન કરે છે તેમને ધન્યવાદ છે. તેમની આશાતના થઇ હોય તો માફી માગવી.

પ્ર. સુયગડાંગ સૂત્રના બન્ને શ્રુતસ્ખંધના અધ્યયન કેટલા ?

ઉ. ૨૩.

પ્ર. દેવતા કેટલી જાતના ?

ઉ. ૨૪ જાતિના.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧૦ ભવનપતિ, ૮. વાણુવ્યંતર, ૫. જ્યોતિષી, ૧. વૈમાનિક એ ૨૪.

પ્ર. તે દેવતા કેવા છે ?

ઉ. વૈક્રિય લબ્ધિ સહિત અનેક બળ પરાક્રમના ધણી છે.

પ્ર. વળી બીજા દેવ છે ?

ઉ. હા, છે

પ્ર. તે ક્યાં છે ?

ઉ. ઋષભાદિક ચોવીસ તિર્થંકર.

પ્ર. તેનું શું કર્યું હોય ?

ઉ. એ દેવની શ્રદ્ધા પતિત નહિ આણુવારૂપ આશાતના થએલ હોય તો તેની માફી માગવી.

પ્ર. સાધુનાં પાંચ મહાવ્રતની ભાવના કેટલી ?

ઉ. ૨૫.

પ્ર. દશાશ્રુતસ્કંધ બૃહતકલ્પ અને વ્યવહાર સૂત્રનાં અધ્યયન, ઉદ્દેશા કેટલા ?

ઉ. ૨૬.

પ્ર. મહા મોહની બાંધવાના સ્થાનક કેટલા ?

ઉ. ૩૦.

પ્ર. મહા મોહની એટલે શું ?

ઉ. સીત્તેર ક્રોડા ક્રોડી સાગરોપમ સુધી રઝળવું પડે તેવા કૃત્યો.

પ્ર. તે ૩૦ કૃત્યોનાં નામ શું ?

૯. ૧. ત્રસ જીવને પાણીમાં બોળીને મારે, ૨. ત્રસ જીવને શ્વાસ રૂંધીને મારે, ૩. ત્રસ જીવને ધુમાડો કરી અકળાવીને મારે, ૪. ત્રસ જીવને મસ્તકને વિષે તરવાર પ્રમુખનો ઘા કરીને મારે, ત્રસ જીવને માથે મોઢે દોરી પ્રમુખ વીંટીને મારે, ૬. ગાંડા મુંગાને લાકડીએ કરી, પાટીએ કરી, ચાબુક પ્રમુખે કરી મારતો જાય ને હસતો જાય, ૭. અણાચાર સેવીને ઢાંકે, ૮. પોતે અણાચાર સેવીને પારકાને માથે નાખે, ૯. સભા મધ્યે બેસીને જાણીને મિશ્ર ભાષા બોલે, ૧૦. ભોગીના ભોગ રૂંધે, ૧૧. બાળ બ્રહ્મચારી નથી ને બાળ બ્રહ્મચારી નામ ધરાવે, ૧૨. બ્રહ્મચારી નથી ને બ્રહ્મચારી નામ ધરાવે, ૧૩ શેઠનું, અધિકારીનું, વડીલનું ધન ચોરે, ૧૪. પંચે મળીને વડેરો સ્થાપ્યો છે, અને તેહુજ પંચને દુ:ખ દીએ, ૧૫. સાપણ ઇંડા જણતી જાય ને ખાતી જાય તેમ વિશ્વાસઘાત કરીને સ્ત્રી પુરૂષને મારે અને પુરૂષ સ્ત્રીને મારે, ૧૬. એક દેશના રાજાને મારે, ૧૭. ઘણા દેશનો રાજા હોય તેને મારે, ૧૮. સાધુને સંયમથી ભ્રષ્ટ કરે, ૧૯. તિર્થંકરના અવગુણ બોલે, ૨૦. તિર્થંકરના માર્ગના અવર્ણવાદ બોલે, ૨૧. આચાર્ય ઉપાધ્યાયના અવર્ણવાદ બોલે, ૨૨. આચાર્ય ઉપાધ્યાયની વૈયાવચ્ચ (ચાકરી) ન કરે, ૨૩. બહુ સૂત્રી (ઘણા શાસ્ત્રનો પારગામી) નથી ને બહુસૂત્રી

નામ ધરાવે, ૨૪. તપસ્વી નથી ને તપસ્વી નામ ધરાવે, ૨૫ ઘરડા, રોગી, તપસ્વીની વૈયાવચ્ચ ન કરે, ૨૬. ચાર તીર્થમાંહિ ભેદ પાડે, ૨૭. જ્યોતિષ નિમિત્ત વશીકરણાદિક ભાખે, ૨૮. દેવતા મનુષ્ય ને તિર્યંચના અતૃપ્ત કામ ભોગ વાંછે, ૨૯. તપ સંયમ પાળીને મોટા મહર્ધિક દેવતા થયા છે તેહના અવર્ણવાદ બોલે, ૩૦ ચાર જાતિના દેવતા પોતાની પાસે આવતા નથી ને આવતા કહે, એ ૩૦.

પ્ર. આ ૩૦ કૃત્ય કરવાથી શું થાય ?

ઉ. જીવ ઘણાજ કર્મે કરી ભારે થાય અને ચાર ગતિમાં ઘણોજ કાળ રખડવું પડે અને આ જગતમાં પણ દુઃખી થાય.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. તેવાં ૩૦ કૃત્યો કદી પણ કરવાં નહિ.

પ્ર. સિદ્ધ ભગવંતના ઉત્તર ગુણ કેટલા ?

ઉ. ૩૧.

પ્ર. તેના નામ શું ?

ઉ. પાંચ પ્રકારે જ્ઞાનાવર્ણિ કર્મ ક્ષય કર્યા, નવ પ્રકારે દર્શનાવર્ણિ કર્મ ક્ષય કર્યા, બે પ્રકારે વેદની કર્મ ક્ષય કર્યા, બે પ્રકારે મોહની કર્મ ક્ષય કર્યા, ચાર પ્રકારે આયુષ્ય કર્મ ક્ષય કર્યા, બે પ્રકારે નામ કર્મ ક્ષય કર્યા બે પ્રકારે ગોત્રકર્મ ક્ષય કર્યા, પાંચ પ્રકારે અંતરાય કર્મ ક્ષય કર્યા એ ૩૧.

પ્ર. વળી બીજી રીતે સિદ્ધ ભગવંતના અતિશય કેટલા?

ઉ. ૩૧.

પ્ર. તેના નામ શું?

ઉ. પાંચ સંસ્થાન ( આકૃતી ), પાંચ રંગ, બે ગંધ, પાંચ રસ, આઠ સ્પર્શ, ત્રણ વેદ તે સ્ત્રી, પુરૂષ ને નપુંસક એ ૨૮ અને ૨૯ કાયા નહિ, ૩૦ કર્મ નહિ, ૩૧ જન્મ નહિ. સિદ્ધ ભગવંતને કાયા નહી હોવાથી વર્ણાદિક તમામ બોલ નહિ.

પ્ર. એ ૩૧ ગુણનું શું કરવું?

ઉ. એ ૩૧ ગુણની શ્રદ્ધા પ્રતીત નહિ આણવા રૂપ આસાતના થઇ હોય તો તેની માફી માગવી.

પ્ર. જોગ સંગ્રહ કેટલા?

ઉ. ૩૨.

પ્ર. એ ૩૨ જોગ સંગ્રહ કયાં કહ્યા છે?

ઉ. સમવાયંગ સૂત્રના બત્રીસમા સમાવાયંગમાં કહ્યા છે.

પ્ર. યોગ સંગ્રહ એટલે શું?

ઉ. શિખામણના બોલનો સંગ્રહ કરેલો તે.

પ્ર. તે ૩૨. તેના નામ શું?

ઉ. ૧. કરેલ વ્રત પચ્ચખાણમાં જે કાંઈ પાપ લાગેલ હોય તે ગુરૂવાદિકની પાસે આલોવણા ( કહી દેવું ) કરવી, ૨ ગુરૂવાદિક પાસે જે આલોવણા કરેલ હોય તે બીજાને કહેવી નહી, ૩ આપદા કષ્ટ ગમે તેવું આવે તો પણ

ધર્મને વિષે દ્રઢ રહેવું, ૪ ઇહલોક પરલોકની વાંછના રહિત તપધર્મ કરવો, ૫ આસેવણા શિક્ષા ( મૂલ ગુણ ) અને ગ્રહણા શિક્ષા ( ઉત્તર ગુણ ) સહિત પ્રવર્તવું, ૬ શરીરની અતિશે વિભુષા કરવી નહી, ૭ અજ્ઞાત કૂલની ગૌચરી કરવી ( આ બોલ સાધુ માટે છે ), ૮ છાનો તપ કરવો પણ કોઇને કહેવું નહિ તેમજ તપ કરતા ખાધા પીધાની લાલચ રાખવી નહિ, ૯ ગમે તેવું કષ્ટ આવે તો પણ શુભ પરણામે સહન કરવું. ૧૦ સરલ ભાવ સહિત પ્રવર્તવું, ૧૧ સંયમ સહિત પ્રવર્તવું, ૧૨ સમકિત સહિત પ્રવર્તવું, ૧૩ ચિત્તની સમાધી સહિત પ્રવર્તવું, ૧૪ પાંચ પ્રકારના આચાર સહિત પ્રવર્તવું, ૧૫ વિનય સહિત પ્રવર્તવું, ૧૬ તપ વીર્ય સહિત પ્રવર્તવું, ૧૭ વૈરાગ્ય સહિત પ્રવર્તવું, ૧૮ આત્માને નિધાનની પેરે રાખવો, ૧૯ પાસથા ( ઢીલાપણા ) ના ભાવ રહિત પ્રવર્તવું, ૨૦ સંવરની પુષ્ટ કરવી, ૨૧ પોતાના આત્માના અવગુણ ટાળવા, ૨૨ સર્વ કામભોગથી નિવર્તવું, ૨૩ દિન દિન પ્રત્યે વ્રત પચ્ચખાણનો વધારો કરવો, ૨૪ ઉપધી અહંકાર ને છાંડવો ને કાઉસગ્ગ કરવો, ૨૫ પાંચ પ્રમાદને છોડવા, ૨૬ થોડું બોલવું ને કાળે કાળે ક્રિયા કરવી, ૨૭ ધર્મ ધ્યાન શુકલધ્યાન સહિત પ્રવર્તવું, ૨૯ મરણાંત વેદના ( દુઃખ ) આવે તો પણ મન ઠેકાણે રાખવું, ૩૦ સર્વ કર્મનો સંગ છોડવો, ૩૧ પો-

તાના કરેલાં પાપની આલોવણા કરી, નીંદી, શલ્ય રહિત થવું, ૩૨ મરણાંતે સંલેખણા કરી સંથારે કરવો એ ૩૨.

પ્ર. એ ૩૨ જોગ સંગ્રહનું શું કરવું ?

ઉ. એ ૩૨ શિખામણ પ્રમાણે ન ચલાયું હોય તથા તે શિખામણની પ્રતિત નહિ આણવા રૂપ અપરાધ થએલ હોય તો માફી માગવી.

પ્ર. ગુરૂની આશાતના કેટલા પ્રકારે થાય ?

ઉ. ૩૩ પ્રકારે.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ ગુરૂની આગળ ચાલે, ૨ ગુરૂના બે પડખે અડીને ચાલે, ૩ ગુરૂની પાછલ અડીને ચાલે, ૪ ગુરૂની આગલ અડીને ઉભો રહે, ૫ ગુરૂના બે પડખે બરાબર અડીને ઉભો રહે, ૬ ગુરૂની પાછળ અડીને ઉભો રહે, ૭. ગુરૂની આગળ અડીને બેસે, ૮. ગુરૂની બે પડખે અડીને બેસે, ૯. ગુરૂની પાછળ અડીને બેસે, ૧૦ ગુરૂને દસ્ત માત્રાની પીડા હોય તે વખતે અટકાવે, ૧૧. ગુરૂની પાસે કોઈ બીજો પુરૂષ આવેલ છે તે ખાસ ગુરૂને જ બોલાવવા યોગ્ય છે અને પોતે બોલાવે, ૧૨. રાત્રીએ તથા પરોઢીએ ગુરૂ પૂછે કે કોણ સુતા છે ને કોણ જાગતા છે તે વારે પોતે જાગતાં છતાં ન બોલે, ૧૩. ગુરૂ બોલાવે અને પોતે સાંભળ્યું કરીને બોલે નહિ, ૧૪. ગુરૂએ બોલાવ્યા થકે પોતાના આસન ઉપર બેઠા થકાંજ ઉત્તર

આપે, ૧૫. ગુરૂ બોલાવે તે વખતે પોતાના આસન ઉપર બેઠા થકાંજ શું કહો છો, શું કહો છો એમ કહે, ૧૬. ગુરૂને તું તું કરે, તુંકારેથી બોલાવે, ૧૭. ગુરૂ શિખામણ દેતા સામું બોલે, ૧૮. ગુરૂ કહે કે ઘરડા રોગી વિગેરેની વૈયાવચ્ચ કરે તો ઘણોજ નફો થશે તે વારે કહે કે તમેજ કરો, તમારે શું નફો નહિ થાય એમ કહેવાથી, ૧૯. ગુરૂ ધર્મ કથા કહેતો કોઈ ગાથા પદાદિક ભૂલે તે વારે ગુરૂને ખીજ કરવા કહે, એમ નથી પણ આમ છે એમ કહેવાથી, ૨૦. ગુરૂ ધર્મકથા કહેતાં કોઈ બોલ આશ્રી વિચારીને કહીશું તેવારે કહે કે તમને શું તે અર્થ સાંભરતો નથી એમ કહેવાથી, ૨૧. ગુરૂ ધર્મ કથા કહેતા હોય તે વખતે અરતી ( દીલગીરી ) વેદે, આ ધર્મ કથા કયારે કહી રહેશે એવું ચિંતવે, ૨૨. ગુરૂ ધર્મ કથા કહેતાં પ્રષદા (સભા) માંહી ભેદ પાડે, ૨૩. ગુરૂ ધર્મ કથા કહેતા ધર્મકથાનો રસ છેદે કે ક્યાં સુધી વ્યાખ્યાન કરશો ઈત્યાદિક બોલે, ૨૪. ગુરૂ ધર્મકથા કહી રહ્યા પછી એ પ્રષદા માંહીથી કોઈ ઉઠેલું ન હોય તે વખતે ગુરૂએ જે બાબતનું વ્યાખ્યાન કર્યું હોય તેજ બાબત વિશેષે વખાણી વખાણીને કહે, ૨૫. ગુરૂના સુવા બેસવાના આસનને સંઘટો કરી હાથથી સાફ કર્યા વિના, ગુરૂને ખમાવ્યા વિના જાય, ૨૬ ગુરૂના બેસવા સુવાના આસન ઉપર ઉભો રહે, બેસે, સુવે, ૨૭. ગુરૂથી ઉંચે

તથા બરાબરીના આસને બેસે, સુવે, ઉભો રહે.

પ્ર. એ આશાતનાનું શું કરવું ?

ઉ. એવી રીતે ગુરૂની આશાતના બીલકૂલ કરવી નહી.

પ્ર. આ ઉપર કહેલી આશાતના એકલા ગુરૂનેજ માટે સમજવી કે બીજાને માટે પણ છે ?

ઉ. બીજાને માટે પણ છે.

પ્ર. બીજા ક્યિા ?

ઉ. માતા પિતા, વડીલ ભાઇ, કાકા, કાકી, પતિ, સાસુ, સસરો, શેઠ, અધિકારી, વિદ્યાગુરૂ વિગેરે જેટલા આપણાથી વડીલ હોય એ તમામ માટે સમજવી અને સર્વની ઉપર મુજબ આશાતના બીલકુલ કરવી નહિ.

પ. આશાતના કરવાથી શું થાય ?

ઉ. પોઠીઆ, ઊંટ, બળદ, ગધેડા, પ્રમુખ ભાર ઉપાડનાર દુઃખી પશુનો અવતાર આવે તેમજ રસ્તામાં કચરાતી વનસ્પતિમાં ઉત્પન્ન થવું પડે, બુદ્ધિનો, ધનનો ને યશનો નાશ થાય અને મિથ્યાત્વ પણ લાગે.

પ્ર. એ આશાતના આપણાથી થઇ હોય તો શું કરવું ?

ઉ. તે અપરાધની ગુરૂ પાસે આપણે માફી માંગવી.

પ્ર. એ ૧ થી ૩૩ બોલ સુધી છે તેને શું કરવું ?

એ પાઠમાં ૧ થી ૩૩ બોલ સુધીમાં કેટલા જાણવા જોગ જાણવા, છાંડવા જોગ છાંડવા, આદરવા જોગ આદરવા.

પ્ર. વળી કેટલા જણાની આશાતના કરી હોય ?

ઉ. ૨૦ જણાની.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧ અરિહંતની, ૨ સિદ્ધની, ૩ આચાર્યની, ૪ ઉપાધ્યાયની, ૫ સાધુની, ૬ સાધ્વીની, ૭ શ્રાવકની, ૮ શ્રાવિકાની ૯ દેવની, ૧૦ દેવિની, ૧૧ મનુષ્ય તિર્યંચના ભવની નાસ્તીરૂપ, ૧૨ નારકી દેવતાના ભવની નાસ્તીરૂપ, ૧૩ કેવલીની, ૧૪ કેવળી પરૂપ્યા ધર્મની, ૧૫ દેવ ( ઉર્દ્ધલોકમાં ) મનુષ્ય ( ત્રીછા લોકમાં ) અસુર ( અધોલોકમાં ) સહિત ત્રણ લોકની શ્રદ્ધા નહિ આણવા રૂપ, ૧૬ સર્વ પ્રાણી ભૂત જીવ સત્વની, ૧૭ ત્રણ કાળની નાસ્તી રૂપ, ૧૮ શાસ્ત્રની, ૧૯ શાસ્ત્રના દેવ તિર્થંકરની, ૨૦ શાસ્ત્રની વાંચણી આપનારની એ વિસ જણની આશાતના કીધી હોય.

પ્ર. એ ૨૦ જણાની આશાતના થઈ હોય તો શું કરવું ?

ઉ. પૂર્ણ પશ્ચાતાપ કરી મિથ્યા દુષ્કૃત્ય દેવું.

પ્ર. એ પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૨૨૫૨.

## પ્રતિક્રમણના સત્તાવીસમા પાઠનાં પ્રશ્નોત્તર.

પ્ર. સતાવીસમાં પાઠનું નામ શું ?

ઉ. નમો ચોવીશીનો.

પ્ર. તે પાઠ શા વિષે છે ?

ઉ. ચોવીશ તિર્થંકરને નમસ્કાર કરવા વિષે તથા તેના માર્ગની તથા તેના મુનિની પ્રસંશા કરવા વિષે.

પ્ર. તિર્થંકર કેટલા છે ?

ઉ. ચોવીશ.

પ્ર. તે કિયા ?

ઉ. ઋષભાદિક મહાવીર પર્યંત.

પ્ર. તે તિર્થંકરનો માર્ગ કેવો છે ?

ઉ. ૧. અનેરા શાસ્ત્રથી અનુપમ, ૨ પ્રતિતકાર સકળ ગુણ સહિત, ૩ કર્મ કલેશ ટાળવાને ન્યાયકારક, ૪ યથાતથ્ય સંશય રહિત, ૫. મિથ્યાત્વાદિક શલ્યનો કાપનાર, ૬. મોક્ષ પહોંચાડનારો, ૭. અષ્ટ કર્મથી મુક્ત થવાનો, ૮. સકળ કર્મનો છેડો પમાડનારો, ૯. કર્મરૂપ તાપ નિવારી શિતળીભૂત થવાનો, ૧૦. જન્મ જરા મરણથી મુક્ત થવાનો એ માર્ગ છે.

પ્ર. એ માર્ગ કોણે પરૂપ્યો છે ?

ઉ. કેવળજ્ઞાનીએ.

પ્ર. એ માર્ગે રહેવાથી કેટલા બોલ પામે ?

ઉ. પાંચ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. સિદ્ધિ થાય, ૨. સકળ પદાર્થને સમજે, ૩. અષ્ટ કર્મથી મુક્ત થાય, ૪. કર્મરૂપી દાવાનળ ઓલવી શી-

તળીભૂત થાય, ૫. સર્વ શારીરિક માનસીક દુ:ખનો અંત કરે.

પ્ર. તિર્થંકર પ્રણીત ધર્મને શું કરવું ?

ઉ. ૧. તેની શ્રદ્ધા રાખવી, ૨. પ્રતીત આણવી, ૩. રૂચવવો ૪. કાયાએ કરી ફરસવો ને ૫. પાળવો.

પ્ર. એ પ્રમાણે પોતે કરી પછી શું કરવું ?

ઉ. અનેરાની પાસે પણ ઉપર કહેલા બોલ કરાવવા.

પ્ર. તે બોલને વિષે શું કરવું ?

ઉ. ઉદ્યમવંત થઇ આરાધવા ને પાળવા.

પ્ર. કેટલા બોલ આરાધવા ને કેટલા બોલ છોડવા ?

ઉ. આઠ આરાધવા ને આઠ છોડવા.

પ્ર. આઠ છોડવા તે કિયા ?

ઉ. ૧. અઢાર પાપરૂપ અસંજમ, ૨. અબ્રહ્મચર્ય, ૩. અકલ્પનીક આહારાદિક, ૪. અજ્ઞાનપણું, ૫. મિથ્યાત્વની કરણી, ૬. મિથ્યાત્વ તે ખોટી શ્રદ્ધા, ૭. દુર્લભ બોધીપણું, ૮. જૈનમાર્ગથી વિરૂદ્ધ તે અન્યમાર્ગ એ ૮.

પ્ર. આઠ આરધવા જોગ તે કિયા ?

ઉ. ૧. સત્તરે ભેદે સંજમ, ૨ બ્રહ્મચર્ય, ૩. નિર્દોષ આહારાદિક, ૪. જ્ઞાન, ૫. સમકિતની કરણી, ૬. અરિહંત દેવ પ્રણીત ધર્મની શ્રદ્ધા, ૭ સુલભ બોધીપણું, ૮. જ્ઞાન દર્શન ચારિત્રરૂપ મોક્ષમાર્ગ, એ ૮.

પ્ર. જે બોલ સાંભરે તે આલોવવા કે ન સાંભરે તે પણ આલોવવા ?

ઉ. સાંભરે તે પણ આળોવવા ને ન સાંભરે તે પણ આળોવવા.

પ્ર. તે પાપ આલો.વ્યા પછી કોને વાંદો છો ?

ઉ. સાધુને.

પ્ર. તે સાધુ ક્યાં છે ?

ઉ. અઢીદ્વીપમાં કર્મભૂમિનાં પંદર ક્ષેત્રમાં.

પ્ર. સાધુ કેહને કહીએ ?

ઉ. મૂહપતિ રજોહરણ ગુચ્છો પાત્રાં તથા પાંચ મહાવ્રતના ધારકને અઢાર હજાર શિયળના રથે કરી સહિત તેને.

પ્ર. તે સાધુને કેવી રીતે વાંદો છો ?

ઉ. મન, વચન, કાયાએ કરી, મસ્તક નમાડીને.

પ્ર. તે કેવા પરણામથી વાંદો છો ?

ઉ. શુદ્ધ નિર્મળ વૃતિએ ત્રણ શલ્યરહિત થઇને.

પ્ર. પછી કોને અને કેવી રીતે ખમાવો છો ?

ઉ. અરિહંતને, સિદ્ધને પોતાના ધર્મગુરૂ ધર્માચાર્યને નમસ્કાર કરી ખમાવું છું.

પ્ર. તે ખમાવવાનું કારણ શું ?

ઉ. દિવસ સંબંધી અવનિતપણાએ અભક્તિવડે મન વચન ને કાયાએ કરી આશાતના કરી હોય તેથી.

પ્ર. પછી કોને ખમાવવા ?

ઉ. ચોરાશી લાખ જીવાયોનીના જીવોને.

પ્ર. જીવાયોની એટલે શું ?

ઉ. જીવોને ઉત્પન્ન થવાનું સ્થાનક.

પ્ર. તેમાં પૃથ્વીકાયના જીવોની યોની કેટલી ?

ઉ. સાત લાખ.

પ્ર. અપકાયના જીવોની યોની કેટલી ?

ઉ. સાત લાખ.

પ્ર. તેઉકાય જીવોની યોની કેટલી ?

ઉ. સાત લાખ.

પ્ર. વાયુકાયના જીવોની યોની કેટલી ?

ઉ. સાત લાખ.

પ્ર. પ્રત્યેક વનસ્પતિના જીવોની યોની કેટલી ?

ઉ. ૧૦ લાખ.

પ્ર. સાધારણ વનસ્પતિના જીવોની યોની કેટલી ?

ઉ. ૧૪ લાખ.

ઉ. બેઇન્દ્રિ જીવોની યોની કેટલી ?

ઉ. બે લાખ.

પ્ર. તેઇન્દ્રિ જીવોની યોની કેટલી ?

ઉ. બે લાખ.

પ્ર. ચૌરેંન્દ્રિ જીવોની યોની કેટલી ?

ઉ. બે લાખ.

પ્ર. પંચેન્દ્રિ તિર્યંચની યોની કેટલી ?

ઉ. ચાર લાખ.

પ્ર. દેવતાની યોની કેટલી ?

ઉ. ચાર લાખ.

પ્ર. નારકીની યોની કેટલી ?

ઉ. ચાર લાખ.

પ્ર. મનુષ્યની યોની કેટલી ?

ઉ. ચૌદ લાખ.

પ્ર. એ સર્વ થઈ જીવાયોની કેટલી ?

ઉ. ૮૪ લાખ.

પ્ર. એક જીવાયોની કેહને કહીએ ?

ઉ. પાંચ વર્ણ, બે ગંધ, પાચ રસ, આઠ સ્પર્શ, પાંચ સંસ્થાન, (આકાર), એ પચીસ બોલ છે હવે જે વસ્તુની અંદર એક વર્ણ એક ગધ એક રસ એક સ્પર્શ એક સંસ્થાન હોય તેહમાં જેટલા જીવો ઉત્પન્ન થાય એ તમામ જીવોની એક યોની સમજવી. એક જીવાયોનીમાં જે વર્ણાદિક બોલ છે તેહમાંથી ફક્ત એકજ બોલ ફરે અને બીજા એના એજ બોલ હોય તેહમાં જેટલા જીવો ઉત્પન્ન થાય એ તમામ જીવોની બીજી યોની સમજવી. એવી રીતે તમામ જીવાયોની સમજવી.

પ્ર. એ જીવાયોની ઉદાહરણથી સમજાવો ?

ઉ. જેમ એક છાંણનો પોદળો હોય તે વર્ણમાં લીલો, ગંધ દુર્ગંધી, રસ કસાયલો, સ્પર્શ ખરખરો, સંસ્થાન

પરિમંડળ ( ચુડી જેવું ગોળ ) હોય તેહમાં જેટલા કીડા ઉપજે તે તમામ જીવોની એક જીવાયોની સમજવી. વળી એજ છાણના પોહળામાં ફકત એક વર્ણ ફરી જાય એટલે લીલા રંગને બદલે કદી કાળા વર્ણવાળો થઇ જાય ત્યારપછી જેટલા કીડા ઉપજે એ તમામ જીવોની બીજી જીવાયોની સમજવી એવી રીતે પચીસ બોલ અવાર-નવાર ફરે તેમ તેની જીવાયોની જુદી જુદી સમજવી.

પ્ર. દરેકની મૂળ જીવાયોની કેટલી ?

ઉ. જે જીવની જેટલા લાખ જીવાયોની હોય તેહના અર્ધ સેંકડા તેની મૂળ જીવાયોની સમજવી.

પ્ર. પૃથ્વીકાયના જીવોની સાત લાખ યોની શી રીતે થાય ?

ઉ. જેમાં એક વર્ણ, એક ગંધ, એક રસ, એક સ્પર્શ ને એક સંસ્થાન લાભે એવી પૃથ્વીકાયની મૂળ જીવાયોની સાડા ત્રણસેં છે તેને બે ગંધે ગુણવાથી ૭૦૦ થાય, તેને પાંચ વર્ણે ગુણવાથી સાડા ત્રણ હજાર થાય, તેને પાંચ રસે ગુણવાથી સાડા સત્તર હજાર થાય, તેને પાંચ સંસ્થાને ગુણવાથી સાડી સત્યાસી હજાર થાય, તેને આઠ સ્પર્શે ગુણવાથી સાત લાખ પુરા થાય, એમ પૃથ્વીકાયની, અપકાયની, તેઉકાયની, વાયુકાયની, સાત સાત લાખ જીવાયોની સમજવી.

પ્ર. પ્રત્યેક વનસ્પતિની દશ લાખ જીવાયોની શી રીતે થાય ?

ઉ. પ્રત્યેક વનસ્પતિની મૂળ જીવાયોની પાંચસે છે તેને

પૃથ્વીકાયની પેરે વર્ણાદિક પચીસ બોલે ગુણવાથી દશ લાખ થાય.

પ્ર. સાધારણ વનસ્પતિની ચૌદ લાખ જીવાયોની શી રીતે થાય?

ઉ. સાધારણ વનસ્પતિની મૂળ જીવાયોની સાતસેં છે તેને પૃથ્વીકાયની પેરે વર્ણાદિક પચીસ બોલે ગુણવાથી ચૌદ લાખ થાય.

પ્ર. બેઇન્દ્રિ જીવની બે લાખ જીવાયોની શી રીતે થાય?

ઉ. બેઇન્દ્રિ જીવની મૂલ જીવાયોની એક સો છે તેને પૃથ્વીકાયની પેરે વર્ણાદિક પચીસ બોલે ગુણવાથી બે લાખ થાય એજ રીતે તેઇન્દ્રિ ચૌરેંન્દ્રિ જીવની બબે લાખ જીવાયોની સમજવી.

પ્ર. પચેંન્દ્રિ તિર્યંચની ચાર લાખ જીવાયોની શી રીતે થાય?

ઉ. પંચેન્દ્રિ તિર્યંચની મૂળ જીવાયોની બસેં છે તેને પૃથ્વીકાયની પેરે વર્ણાદિક પચીસ બોલે ગુણવાથી ચાર લાખ જીવાયોની થાય એવી રીતે નારકી દેવતાની ચાર ચાર લાખ જીવાયોની સમજવી.

પ્ર. મનુષ્યની ચૌદ લાખ જીવાયોની શી રીતે થાય?

ઉ. મનુષ્યની મૂળ જીવાયોની સાત સો છે તેને પૃથ્વીકાયની પેરે વર્ણાદિક પચીશ બોલે ગુણવાથી ચૌદ લાખ જીવાયોની થાય.

પ્ર. એ ૮૪ લાખ જીવાયોનીનાં કૂળ કેટલા?

ઉ. એક ક્રોડ ને સાડી સત્તાણું લાખ.

પ્ર. કુળ એટલે શું ?

ઉ. જુદી જુદી જાતના આકાર. (આ અર્થ આ શિવાય બીજે સ્થળે સમજવાનો નથી.)

પ્ર. એક ક્રોડ ને સાડી સત્તાણું લાખ કુળ કીયાં ?

ઉ. ૧ નારકીનાં પચીશ લાખ કુળ, ૨ દેવતાનાં છવીશ લાખ કુળ, ૩ પૃથ્વીનાં બારલાખ કુળ, ૪ પાણીનાં સાત લાખ કુળ, ૫ અગ્નિનાં ત્રણ લાખ કુળ, ૬ વાયુના સાત લાખ કુળ, ૭ વનસ્પતિનાં અઠાવીશ લાખ કુળ, ૮ બેઇંદ્રિના સાતલાખ કુળ, ૯ તેઇંદ્રિનાં આઠલાખ કુળ, ૧૦ ચોરેંદ્રિનાં નવલાખ કુળ, ૧૧ તિર્યંચ પંચેન્દ્રિમાં જળચરના સાડાબાર લાખ કુળ, ૧૨ થળચરનાં બારલાખ કુળ, ૧૩ ઉરપરનાં દશ લાખ કુળ, ૧૪ ભૂજપરનાં નવ લાખ કુળ, ૧૫ ખેચરનાં દશ લાખ કુળ, ૧૬ મનુષ્યનાં બારલાખ કુળ, ૧૭ એ સર્વે થઇને એક ક્રોડ ને સાડી સત્તાણું લાખ કુળ સમજવાં.

પ્ર. કુળક્રોડી કહેવાનું કારણ શું ?

ઉ. ક્રોડ ઉપરાંત સંખ્યા ગઈ તેથી.

પ્ર. એ સર્વ જીવોની પાસે કેવી રીતે માફી માંગવી ?

ઉ. મારાથી કોઈ પણ પ્રકારે તમારો અપરાધ થયો હોય તો ક્ષમા કરો.

પ્ર. એમ માફી માગવાથી શું થાય ?

ઉ. સવ જીવોની સાથે વૈરભાવ બાંધેલ હોય તો છુટી જાય.

પ્ર. તે જીવને ખમાવે નહિ તો શું થાય ?

ઉ. વૈરને લીધે તે જીવ ભવોભવ દુ:ખદાયક થાય.

પ્ર. માટે શું કરવું ?

ઉ. ઉપર કહ્યા મુજબ પોતાના અપરાધની માફી માગવી.

પ્ર. ચોરાશી લાખ જીવાયોનીના જીવોને ખમાવ્યા પછી શું કરવું?

ઉ. પંચ પરમેષ્ટી અને પોતાના ધર્મગુરૂ, ધર્માચાર્યજીના ગુણગ્રામ કરી તેમનો અવિનય અભક્તિરૂપ અપરાધ થએલ હોય તેની માફી માગવી પછી સ્વધર્મી ભાઈઓ બાઈઓનો અપરાધ થએલ હોય તેની પાસે પણ માફી માગવી.

પ્ર. તે પાઠના અક્ષર કેટલા ?

ઉ. ૬૧૫.

## આવશ્યકનાં પ્રશ્નોત્તર.

પ્ર. આવશ્યક કેટલાં ને તેનાં નામ શું ?

ઉ. છ. તે ૧. સામાયિક, ૨. ચોવીસંથ્થો, ૩. વંદણા, ૪. પ્રતિક્રમણ, ૫. કાયોત્સર્ગ, ૬. પચ્ચખાણ એ ૬.

પ્ર. પહેલા આવશ્યકના પાઠ કેટલા ?

ઉ. ૪.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. ઇચ્છામિણં ભંતેનો, ૨. ઇચ્છામિ ઠામી કાઉસગ્ગનો,

૩. તસ્સઉત્તરીનો, ૪. ઇરિયાવહીઆનો એ ૪.

પ્ર. બીજા આવશ્યકના કેટલા પાઠ ને તેના નામ શું ?

ઉ. એક. તે લોગસ્સનો પાઠ.

પ્ર. ત્રીજા આવશ્યકના કેટલા પાઠ ને તેના નામ શું ?

ઉ. એક. તે ઇચ્છામિ ખમાસમણાનો

પ્ર. ચોથા આવશ્યકના કેટલા પાઠ ને તેનાં નામ શું ?

ઉ. ૨૮. તે ૧. આગમે તિવિહેનો, ૨. દર્શન સમકિતનો, ૩–૧૪. બાર વ્રતના બાર, ૧૫ સલેખણાનો, ૧૬. ચોદ સમુચ્છિંમનો, ૧૭. અઢાર પાપ સ્થાનકનો. ૧૮. પચીસ પ્રકારનાં મિથ્યાત્વનો, ૧૯.નવકારનો, ૨૦. કરેમિ ભંતેનો ૨૧. ચતારિ મંગલં (ચાર મંગળ) નો, ૨૨. ઇચ્છામિ ઠામી કાઉસગ્ગનો, ૨૩. ઇરિયાવહિયાનો, ૨૪. પગામસિઝાએ (નિંદ્રા અતિચાર) નો, ૨૫. ગોયરગ્ગચરિયા (ગોચરીના અતિચાર) નો, ૨૬. ચઉકાલે સઝાયસ્સ અકરણીઆએ (ચારે કાળે ક્રિયા કરવાનો અતિચાર) નો, ૨૭. એક બોલથી માંડીને તેત્રીસ બોલ સુધીનો, ૨૮. નમો ચોવિસીનો એ ૨૮.

પ્ર. પાંચમા આવશ્યકના કેટલા પાઠ ને તેના નામ શું ?

ઉ. ૬. તે ૧. ઇચ્છામિણં ભંતેનો, ૨. ઇચ્છામિ કાઉસ્સગ્ગનો, ૩. તસ્સઉત્તરીનો, ૪. ઇરિયાવહીયાનો, ૫. લોગસ્સનો, ૬. ઇચ્છામિ ખમાસમણાનો એ ૬.

પ્ર. છઠ્ઠા આવશ્યકમાં શું કરવું ?

ઉ. પચ્ચખાણ કરવાં.

પ્ર. પ્રતિક્રમણ કેટલા પ્રકારના ?

ઉ. પાંચ પ્રકારનાં.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. મિથ્યાત્વનું, ૨. અવ્રતનું, ૩. કષાયનું, ૪. પ્રમાદનું, ૫ અશુભ યોગનું.

પ્ર. કેટલા બોલનું પ્રતિક્રમણ ?

ઉ. ૮૨ બોલનું.

પ્ર. તે ૮૨ બોલનાં નામ શું ?

ઉ. ૧ મિથ્યાત્વનું પ્રતિક્રમણ તેના પચીસ બોલ તે પચીસ પ્રકારનું મિથ્યાત્વ, ૨ અવ્રતનું પ્રતિક્રમણ તેના બાર બોલ તે પાંચ ઇન્દ્રિઓ ને મન એ ૬નું અનિગ્રહપણું અને છકાય જીવની વિરાધના એ ૧૨; ૩ કષાયનું પ્રતિક્રમણ તેના પચીસ બોલ તે અનંતાનુંબંધી (સમકીતની ઘાત કરે તેવો), ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, અપચખાણાવર્ણિ (શ્રાવકપણાની ઘાત કરે તેવો), ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, પચખાણાવર્ણિ (સર્વવર્તિપણું તે સાધુપણાની ઘાત કરે તેવો), ૧. ક્રોધ ૨ માન, ૩ માયા, ૪ લોભ; સંજલનો (કેવળજ્ઞાનની ઘાત કરે તેવો) ૧૦ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ એ ચારે થઈને સોળ બોલ અને ૧૭ હાસ્ય, ૧૮ રતી, ૧૯ અરતી, ૨૦ ભય, ૨૧ શોક, ૨૨ દુગંચ્છા,

૨૩ સ્ત્રી વેદ, ૨૪ પુરૂષ વેદ, ૨૫ નપુંસક વેદ એ ૨૫ બોલ થયા. ૪ પ્રમાદનુ પ્રતિક્રમણ તેના પાંચ બોલ તે ૧ આઠ પ્રકારના મદ, ૨ પાંચ ઇન્દ્રિઓના વિષય, ૩ કષાય, ૪ નિંદ્રા, ૫ વિકથા, એ પાંચ. ૫ અશુભ-યોગનું પ્રતિક્રમણ તેના પનર બોલ છે તેમાં ચાર મનના તે ૧ સત્ય મન, ૨ અસત્ય મન, ૩ મિશ્ર મન, ૪ વ્યવહાર મન, ચાર વચનના તે ૧ સત્ય વચન, ૨ અસત્ય વચન, ૩ મિશ્ર વચન, ૪ વ્યવહાર વચન, સાત કાયાના તે ૧ ઉદારિક, ૨ ઉદારિકનો મિશ્ર, ૩ વૈક્રિય, ૪ વૈક્રિયનો મિશ્ર, ૫ આહારિક, ૬ આહારિક-નો મિશ્ર, ૭ કાર્મણ કાયયોગ એ ૧૫. એકંદર પ્રતિ-ક્રમણના ૮૨ બોલ થયા.

પ્ર. એ ૮૨ બોલ સંક્ષેપમાં કહો ?

ઉ. ૧. મિથ્યાત્વનું પ્રતિક્રમણ તેના પચીસ બોલ, ૨. અ-વ્રતનું પ્રતિક્રમણ તેના બાર બોલ, ૩. કષાયનું પ્રતિક્રમણ તેના પચીસ બોલ, ૪ પ્રમાદનું પ્રતિક્રમણ તેના પાંચ બોલ, ૫. અશુભ યોગનું પ્રતિક્રમણ તેના પન્નર બોલ, એ પાંચેના મળીને ૮૨ બોલ ઉપર લખ્યા મુજબ જાણવા.

પ્ર. કેટલા દૂષણ ટાળવા માટે પ્રતિક્રમણ કરવું ?

ઉ. ૧૨૪.

પ્ર. તેનાં નામ શુ ?

ઉ. ૧. જ્ઞાનના આઠ આચાર (ચોથા પાઠમાં લખેલ છે

તે ) સમકિતના આઠ આચાર ( પાંચમાં પાઠમાં લખેલ છે તે ) ૩. ચારિત્રના આઠ આચાર તે પાંચ સુમતિ ( છવીસમાં પાઠમાં લખેલ છે ) ત્રણ ગુપ્તિ, ૪. તપના બાર ભેદ, ૫. વીર્યના ત્રણ ભેદ એ ૩૯, અને સમકિતના પાંચ અતિચાર, બાર વ્રતના ૭૫ અતિચાર, સંલેખણાના પાંચ અતિચાર એ ૮૫ અતિચાર સર્વે થઇને ૧૨૪ દુષ જાણવા.

પ્ર. ત્રણ ગુપ્તિના નામ શું ?

ઉ. ૧. મન ગુપ્તિ, ૨. વચન ગુપ્તિ, ૩. કાયગુપ્તિ.

પ્ર. મન ગુપ્તિ એટલે શું ?

ઉ. મનને પાપમાં જતાં અટકાવી રાખવું તે.

પ્ર. વચન ગુપ્તિ એટલે શું ?

ઉ. પાપકારી વચન બોલતા અટકવું તે.

પ્ર. કાયગુપ્તિ એટલે શું ?

ઉ. કાયાને પાપમાં જતાં અટકાવી રાખવી તે.

પ્ર. તપના બાર ભેદ કિયા ?

ઉ. ૧. અણુસણુ, ૨, ઉણોદરી, ૩. ભિક્ષાચરી, ૪, રસ પરિત્યાગ, ૫. કાયકલેશ, ૬. વૃત્તિ સંક્ષેપ, ૭. પ્રાયશ્ચિત, ૮. વિનય, ૯. વૈયાવચ્ચ, ૧૦, સ્વાધ્યાય, ૧૧, ધ્યાન, કાયોત્સર્ગ એ ૧૨.

પ્ર. વીર્યના ત્રણ ભેદ કિયા ?

ઉ. ૧. પોતાનું બળ વીર્ય ધર્મકાયમાં ગોપવે નહિ, ૨.

પુર્વોક્ત જ્ઞાન દર્શન ચારિત્રના ૩૬ ભેદમાં ઉદ્યમ કરે, ૬. શક્તિને અનુસારે મન, વચન કાયાનો વ્યાપાર એકાગ્ર ચિત્તે પ્રયુજે એ ૩

પ્ર. ક્ષેત્ર વિશુદ્ધમાં કેટલા પાઠ બોલાય ને તેના નામ શું ?

ઉ. સાત. તે સામાયિકના આઠ પાઠમાંહી કરેમિભંતેનો પાઠ વર્જિ બીજા સાત.

પ્ર. વળી પ્રતિક્રમણ કેટલા ?

ઉ. પાંચ.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧. દેવસી, ૨. રાયસી, ૩. પખી, ૪. ચોમાસી, ૫. સંવત્સરી એ ૫.

પ્ર. પ્રતિક્રમણ કિયા કાળનું ?

ઉ. ભૂતકાળનું.

પ્ર. સામાયિક કિયા કાળનું ?

ઉ. વર્તમાન કાળનું.

પ્ર. પચ્ચખાણ કિયા કાળનું ?

ઉ. ભવિષ્ય કાળનું.

પ્ર. પ્રતિક્રમણ કેટલા કારણે થતું હશે ?

ઉ. ત્રણ કારણે.

પ્ર. તે ત્રણનાં નામ શું ?

ઉ. ૧ શ્રદ્ધાનું, ૨ પરૂપણાનું, ૩ સ્પર્શનાનું.

પ્ર. જે વખતે જે કામ આપણે કરેલું ન હોય તે વખતે

શેનું પ્રતિક્રમણ કરવું ?

ઉ. શ્રદ્ધા અને પરૂપણામાં દોષ લાગ્યો હોય તે પાપનું નિવારણ કરવા માટે.

પ્ર. જ્યારે કામ કરેલું હોય તે વખતે શેનું પ્રતિક્રમણ કરવું ?

ઉ. શ્રદ્ધા, પરૂપણા અને સ્પર્શના એ ત્રણમાંહી દોષ લાગ્યો હોય તે પાપનું નિવારણ કરવા માટે.

પ્ર. તે કેવી રીતે છે તે દાખલાથી સમજાવો.

ઉ. જેમ દસમું દેસાવગાસીક વ્રત, અગીઆરમું પોષધ વ્રત હમેશાં કરવામાં આવતું નથી, અને બારમા વ્રતમાં રાત્રિએ મુનિને દાન દેવામાં આવતું નથી, તેમજ સંલેખણા (સંથારો) હંમેશાં કરવામાં આવતો નથી, છતાં શ્રદ્ધા પરૂપણામાં કાંઈ દોષ લાગ્યો હોય તે પાપનું નિવારણ કરવા માટે કરવાનું છે અને વખત આવ્યે કરવામાં આવે (સંલેખણા કરે) ત્યારે શ્રદ્ધા, પરૂપણા અને સ્પર્શના એ ત્રણમાં પાપ દોષ લાગ્યો હોય તેનું નિવારણ કરવા માટે.

પ્ર. આ પ્રતિક્રમણ કોને કરવાનું છે ?

ઉ. સાધુને અને શ્રાવકને.

પ્ર. શ્રાવક કેટલી જાતના ?

ઉ. ત્રણ જાતના.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. જઘન્ય શ્રાવક, મધ્યમ શ્રાવક, ઉત્કૃષ્ટ શ્રાવક એ ત્રણ.

પ્ર. જઘન્ય શ્રાવક કોને કહીએ ?

ઉ. સમકીત સહીત હોય તે.

પ્ર. મધ્યમ શ્રાવક કોને કહીએ ?

ઉ. સમકીત સહીત નમુકારસી પ્રમુખ એક પણ પ્રત્યાખાનથી માંડીને છેવટ બાર વ્રતધારી હોય તે.

પ્ર. ઉત્કૃષ્ટ શ્રાવક કોને કહીએ ?

ઉ. સમકીત, બાર વ્રત સહીત, શ્રાવકની અગ્યાર પ્રતિમા વહન કરે તે.

પ્ર. શ્રાવક પ્રતિક્રમણ કરે ને કોઇ શ્રદ્ધાળુ સાંભળે તો તેને લાભ થાય કે નહિ ?

ઉ. હા, લાભ થાય.

પ્ર. શેનો લાભ થાય ?

ઉ. પાપનો પશ્ચાતાપ કરવાનો.

પ્ર. તેથી શું કરવું ?

ઉ. વ્રતધારી હોય કે ન હોય તેણે પ્રતિક્રમણ કરવું જેથી કરનારને અને સાંભળનારને બહુજ લાભ થાય છે.

પ્ર. પ્રતિક્રમણનું બીજું નામ શું ?

ઉ. આવશ્યક.

પ્ર. આવશ્યક એટલે શું ?

ઉ. અવશ્ય કરવું.

પ્ર. એવી રીતે શુદ્ધ છ આવશ્યક આરાધતાં શું ફળ થાય ?

ઉ. અનંત, જન્મ, મરણના દુઃખથી આત્મા મુક્ત થાય ને

ઉત્કૃષ્ટો રસ આવે તો તિર્થંકર નામ ગોત્ર બંધાય.

પ્ર. તેથી આપણે શું કરવું ?

ઉ. એ છ આવશ્યકને શુદ્ધ રીતે આરાધવા.

**ઇતિ પ્રતિક્રમણનાં પ્રશ્નોત્તર સમાપ્ત.**

---

## પ્રસ્તાવિક પ્રશ્નોત્તર.

પ્ર આ અવત્સર્પિણી કાળમાં ભરતક્ષેત્રમાં કેટલા ચક્રવર્તિ રાજા થયા ?

ઉ. ૧૨.

પ્ર. તેના નામ શું ?

ઉ. ૧. ભરત, ૨. સગર, ૩. મઘવ, ૪. સનંત કુમાર, ૫. શાંતિનાથ, ૬. કુંથુનાથ, ૭. અરનાથ, ૮. શંભૂ, ૯. મહાપદ્મ, ૧૦. હરિખેણુ, ૧૧ જય, ૧૨. બ્રહ્મદત્ત, એ ૧૨.

પ્ર. એ બાર ચક્રવર્તિ રાજા કિયા કિયા તિર્થંકરના વારે થયા ?

ઉ. ભરત ઋષભદેવજીને વારે થયા, સગરચક્રી અજીતનાથને વારે થયા, મઘવ અને સનંતકુમાર ધર્મનાથ ને શાંતિનાથ એ બે તિર્થંકરની વચ્ચે આંતરામાં થયા. શાંતિનાથ, કુંથુનાથ, અરનાથ એ ત્રણ એજ ચક્રવર્તિ અને એજ તિર્થંકર થયા, શંભુચક્રિ તે અરનાથ અને મલ્લીનાથની વચ્ચે આંતરામાં થયા; મહાપદ્મ અને હરિખેણુ એ બે ચક્રી મુનિસુવ્રત અને નમીનાથ એ બે તિર્થંકરની

વચ્ચે આંતરાંમાં થયા; જય નામે ચક્રી **નમીનાથ અને નેમીનાથ** એ બે તિર્થંકરની વચ્ચે આંતરામાં થયા. બ્રહ્મદત્ત ચક્રી **નેમીનાથ** અને **પાર્શ્વનાથ** એ બે તિર્થંકરની વચ્ચે આંતરામાં થયા.

પ્ર. બલદેવ કેટલા થયા ને તેનાં નામ શું ?

ઉ. નવ. તે ૧. અચળ, વિજય, ૩ ભદ્ર, ૪. સુપ્રભ, ૫. સુદર્શન, ૬. આનંદ, ૭. નંદન, ૮. પદ્મ (રામચંદ્ર) ૯. બળભદ્ર એમ ૯.

પ્ર. વાસુદેવ કેટલા થયા ને તેનાં નામ શું ?

ઉ. નવ. તે ૧. ત્રીપૃષ્ટ, ૨. દ્વીપૃષ્ટ ૩. સ્વયંભૂ, ૪. પુરૂષોત્તમ, ૫ પુરૂષસિંહ, ૬. પુરૂષ પુંડરીક, ૭. દત્ત, ૮. નારાયણ (લક્ષ્મણ), ૯. કૃષ્ણ, એ ૯.

પ્ર. પ્રતિવાસુદેવ કેટલા થયા ને તેના નામ શું ?

ઉ. નવ. તે ૧. અશ્વગ્રીવ, ૨. તારક, ૩. મેરક, ૪. નસુંભી, ૫. મધુકીર્તિ, ૬. પ્રહલાદ, ૭. બળ, ૮. રાવણ, ૯. જરાસંઘ એ ૯.

પ્ર. આ અવસર્પિણીમાં શ્લાખા પુરૂષ કેટલા થયા ?

ઉ. ૬૩. ( કેટલાક નવ પ્રતિ વાસુદેવ બાદ કરતાં ૫૪ શ્લાખા પુરૂષ પણ કહે છે. )

પ્ર. તે ૬૩ કિયા કિયા ?

ઉ. ૨૪ તિર્થંકર, ૧૨ ચક્રવર્તિ, ૯. બળદેવ, ૯ વાસુદેવ; ૯ પ્રતિ વાસુદેવ, એમ ૬૩.

પ્ર. એ ૬૩ ના પિતા કેટલા?

ઉ. ૫૧.

પ્ર. ૫૧ પિતાનું કારણ શું ?

ઉ. નવ બળદેવ, નવ વાસુદેવ ભાઇઓ હોવાથી નવ પિતા ઘટયા ને **શાંતિનાથ** કુંથુંનાથ **અરનાથ** એના એજ તિર્થંકરને ચક્રવર્તિ હોવાથી ત્રણ પિતા તેના ઘટયા. કુલ બાર ઘટ્યા. ૬૩ માથી **૧૨** ગયા બાકી ૫૧ રહ્યા.

પ્ર. એ ૬૩ ની માતા કેટલી ?

ઉ. ૬૦.

પ્ર. તેનું કારણ શું ?

ઉ. **શાંતિનાથ**, કુંનાથ, **અરનાથ** એ તિર્થંકરને ચક્રવર્તિ હોવાથી ત્રણ જીવની ત્રણ માતા ઘટી બાકી ૬૦ રહી.

પ્ર. એ ૬૩ ના જીવ કેટલા ?

ઉ. ૫૯.

પ્ર. ૫૯ નું કારણ શું ?

ઉ. **શાંતિનાથ** કુંથુનાથ **અરનાથ** એજ તિર્થંકર અને એજ ચક્રવર્તિ હોવાથી ત્રણ જીવ એ ઘટયા અને ત્રીપૃષ્ટ વાસુદેવ અને **મ**હાવીર એ એકજ જીવ હોવાથી એક એ જીવ ઘટયો બાકી ૫૯ રહ્યા.

પ્ર. તેવીસ પદવીમાં અમર પદવી કેટલી ?

ઉ. એક બળદેવની પદવી.

પ્ર. તેનું કારણ શું ?

ઉ. બળદેવ અવશ્ય સાધુ થાય તેથી બળદેવની પદવી મટીને સાધુની પદવી કહેવાય ને તેમાં કાળ કરે તેથી.

પ્ર. આ અવસર્પિણી કાળમાં મહાદેવ કેટલા થયા ?

ઉ. ૧૧.

પ્ર. તેના નામ શું ને કિયા તિર્થંકરને વારે થયા ?

ઉ. ૧ ભીમાવળી મહાદેવ ઋષભદેવ સ્વામીને વારે થયા, ૨ જીતશત્રુ મહાદેવ અજીતનાથને વારે થયા, ૩ રૂદ્ર મહાદેવ સુવિધિનાથને વારે થયા, ૪ વિશ્વાનિલ મહાદેવ શિતળનાથને વારે થયા, ૫ સંપૃષ્ટી મહાદેવ શ્રેયાંસનાથને વારે થયા, ૬ અચળ રૂદ્ર મહાદેવ વાસુપૂજ્યને વારે થયા, ૭ પુંડરીક મહાદેવ વિમળનાથને વારે થયા, ૮ અજીતધર મહાદેવ અનંતનાથને વારે થયા, ૯ અજીત નાભ મહાદેવ ધર્મનાથને વારે થયા, ૧૦ પેઢાળધર મહાદેવ શાંતિનાથને વારે થયા, ૧૧ સત્યકી મહાદેવ મહાવીરને વારે થયા, એ ૧૧.

પ્ર. વર્ષ સારૂ આવે ત્યારે માણસ કહે છે કે સાતે સરા પાકી છે તે સાત સરા કયા ?

ઉ. ૧ કાકડો, ૨ લાકડો, ૩ સેલડો, ૪ વેલડો, ૫ તેલડો. ૬ કણ, ૭ તૃણ એ સાત.

પ્ર. કાકડો એટલે શું ?

ઉ. કપાસ સણ વિગેરે જેમાંથી વસ્ત્રાદિક થાય તેવી વસ્તુ પાકે.

પ્ર. લાકડો એટલે શું ?

ઉ. લાકડાં તથા ઔષધીની વનસ્પતિ તથા લીલા સુકા મેવાની વનસ્પતિ થાય.

પ્ર. સેલડો એટલે શું ?

ઉ. જેમાંથી ગોળ સાકર થાય તેવી શેલડી પ્રમુખ પાકે.

પ્ર. વેલડો એટલે શું ?

ઉ. જેના વેલા ચાલે, શાક ભાજી પાલો વિગેરે વસ્તુ પાકે.

પ્ર. તેલડો એટલે શું ?

ઉ. જેમાંથી તેલ નીકળે તે તલ સરસવ એરંડા વિગેરે વસ્તુ પાકે.

પ્ર. કણ એટલે શું ?

ઉ. ચોવીસ જાતનું અનાજ પાકે.

પ્ર. તૃણ એટલે શું ?

ઉ. ઘાસ થાય.

પ્ર, સિદ્ધિ કેટલી ?

ઉ. આઠ.

પ્ર, સિદ્ધિ એટલે શુ ?

ઉ તપશ્ચર્યાના પ્રભાવથી આત્મશક્તિ પ્રગટ થાય તે.

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ અણિમા, ૨ મહિમા, ૩ લઘીમાં. ૪ ગરિમાં, ૫ કામવશાઈત્વ, ૬ પ્રાકામ્ય, ૭ ઇશિત્વ, ૮ વશિત્વ એ ૮

પ્ર. અણિમા એટલે શું ?

ઉ. ૧ ઝીણા છિદ્રમાંહી પેસે અથવા કમળના નાલમાંહી

પેસીને ચક્રવર્તિની ઋદ્ધિ વિસ્તારે તેવી શક્તિ.

પ્ર. મહિમા એટલે શું ?

ઉ. મેરૂથકી પણ મોટું શરીર કરવાની શક્તિ.

પ્ર. લઘીમા એટલે શું ?

ઉ. વાયુથકી પણ અત્યંત હળવું શરીર કરવાની શક્તિ.

પ્ર. ગરિમા એટલે શું ?

ઉ. વજ્રથી પણ ભારે શરીર કરવે કરીને ઇંદ્રાદિકનો પણ પરાજય કરે તેવી શક્તિ.

પ્ર. કામવશાઇત્વ એટલે શું ?

ઉ. ભૂમિ ઉપર બેઠા થકાં સૂર્ય મંડળાદિકને સ્પર્શ કરવાની શક્તિ.

પ્ર. પ્રાકામ્ય એટલે શું ?

ઉ. પાણી ઉપર ભૂમિકાની પેરે ચાલે અને ભૂમિમાંહી પાણીની પેરે ડુબકી ખાય તેવી શક્તિ.

પ્ર. ઇશિત્વ એટલે શું ?

ઉ. ત્રણ લોકનું ઠકુરાઇપણું ભોગવે અથવા તિર્થંકરની કે ઇન્દ્રની ઋદ્ધિ વિસ્તારે તેવી શક્તિ.

પ્ર. વશિત્વ એટલે શું ?

ઉ. સવ જીવોને વશ કરવાની શક્તિ.

પ્ર. અઢીદ્વીપમાં એક સાથે ઘણામાં ઘણા ગર્ભજ મનુષ્ય કેટલા થાય ?

ઉ. ૨૯ આંક પ્રમાણે.

પ્ર. ઓગણત્રીસ આંક શી રીતે થાય ?
ઉ. એથી ઠામ બમણા છન્નુ વખત કરતાં છન્નુમી વખતે જોડા જોડે ૨૯ આંક આવે.

પ્ર. તે ઓગણત્રીસ આંક કિયા ?

ઉ. ૭૯૨૨૮૧૬૨૫૧૪૨૬૪૩૩૭૫૯૩૫૪૩૯૫૦૩૩૬ એ ૨૯ આંક.

પ્ર. કમતીમા કમતી એક સાથે કેટલાં મનુષ્ય હોય ?

ઉ. ૨૪ આંક પ્રમાણે (કોઇ ૨૯ એકડા પ્રમાણે પણ કહેછે).

પ્ર. વનસ્પતિની કેટલી જાત છે ?

ઉ. અઢાર ભાર.

પ્ર. એક ભાર વનસ્પતિ કોને કહીએ ?

ઉ. એકેકી વનસ્પતિની જાતનું એકેકું પાન તોડતાં આડત્રીસ ક્રોડ ઇગ્યાર લાખ બાર હજાર નવસો સીત્તેર મણ વજન થાય ત્યારે એક ભાર કહેવાય એવી અઢાર ભાર વનસ્પતિ છે.

પ્ર. તેમાં ફળ વગર કેટલા ભાર ?

ઉ. ચાર ભાર.

પ્ર. જેને ફુલ અને ફળ બે લાગે તેવી કેટલા ભાર ?

ઉ. ૮ ભાર.

પ્ર. વેલની જાત કેટલા ભાર ?

ઉ. ૬ ભાર એ સર્વે થઇ અઢાર ભાર થઇ.

પ્ર. તેમાં કડુ કાળી જીરી જેવી કડવી કેટલા ભાર ?

ઉ. ચાર ભાર.

પ્ર. મરી મરચાં જેવી તીખી કેટલા ભાર ?

ઉ. ૨ ભાર.

પ્ર. સેલડી જેવી મધુરી કેટલા ભાર ?

ઉ. ૩ ભાર.

પ્ર. લીંબુ આંબલી જેવી ખાટી કેટલા ભાર ?

ઉ. ૩ ભાર.

પ્ર. ખારી કેટલા ભાર ?

ઉ. ૧ ભાર.

પ્ર. હરડાં બેડા હળદર જેવી કસાયલી (હરમી) કેટલા ભાર ?

ઉ. ૨ ભાર.

પ્ર. અફીણ જેવી વીષવાળી કેટલા ભાર ?

ઉ. ૧ ભાર.

પ્ર. નિર્વિષવાળી કેટલા ભાર ?

ઉ. ૨ ભાર. એ સર્વે થઈ ૧૮ ભાર થઈ.

પ્ર. જેને કાંટા લાગે તે બાવળ બોરડી જેવી કેટલા ભાર ?

ઉ. ૬ ભાર.

પ્ર. સુગંધી ચંપો કેતકી ગુલાબ જેવી કેટલા ભાર ?

ઉ. ૬ ભાર.

પ્ર. નિર્ગંધવાળી કેટલા ભાર ?

ઉ. ૬ ભાર એ સર્વે થઇ ૧૮ ભાર જાણવી.

પ્ર. જે વનસ્પતિની મર્યાદા ન કરે તેને શું થાય ?

ઉ. એ અઢારે ભાર વનસ્પતિની અવ્રતપણાની ક્રિયા આવે ?

પ્ર. ચાર ગતિમાંહી જનારના કંઇ લક્ષણ હશે ?

ઉ. હા છે.

પ્ર. કેટલાં કેટલા લક્ષણ છે ?

ઉ. ચાર ચાર છે.

પ્ર. નરકમાં જનારના ચાર લક્ષણ કિયા ?

ઉ. ૧ ઘણીજ જીવ હિંસા થાય તેવું કૃત્ય કરે, ૨ અનીશે પરિગ્રહ એકઠો કરે, ૩ દારૂ માસનું ભક્ષણ કરે, સાત કુવ્યસન સેવ, ૪ પાંચ ઇંદ્રિવાળા જીવને હણે, એ ૪.

પ્ર. તિર્યંચમાં જનારન ચાર લક્ષણ કિયા ?

ઉ. ૧ સામાન્ય રી[illegible]પટ કરે, ૨ કોઇપણ જાણી શકે નહિ એવું ગાઢું કપટ કરે, ૩ જુઠું બોલે, ૪ ખોટા તોલ માપ રાખે, ખોટા લેખ પત્ર લખે એ ૪.

પ્ર. મનુષ્યની ગતિમાં જનારાના ચાર લક્ષણ કિયા ?

ઉ. પ્રકૃત્તિનો ભદ્રિક હોય, ૨ પ્રકૃત્તિનો વિનયવંત હોય, ૩ ઘણોજ દયાળુ સ્વભાવનો હોય, ૪ મત્સર (અભિમાન) રહિત હોય, એ ૪

પ્ર. દેવતાની ગતિમાં જનારાના ચાર લક્ષણ કિયા ?

ઉ. ૧ સાધુનાં વ્રત પાળનાર હોય, ૨ ગૃહસ્થના બાર વ્રત પાળનાર હોય, ૩ અજ્ઞાન તપ કરવાથી, ૪ અકામ નિર્જરાએ કરીને પરવશપણે કષ્ટ સહન કરવાથી એ ૪.

પ્ર. એ ચાર ગતિમાં જનારને મર્ણાંતે કોઈ ચિન્હ થતા હશે ?

ઉ. હા થાય છે.

પ્ર. દેવગતિમાં જનારને શું ચિન્હ થાય ?

ઉ. દેવશય્યા દેખે, દેવાંગના દેખે, હું સુખમાં છું, વિમાન દેખું છું, ઈત્યાદિક કહે.

પ્ર. મનુષ્યની ગતિમા જનારને શું ચિન્હ થાય ?

ઉ. જો સુખમાં જાય તો સુખની વાત કરે અને દુઃખમાં જાય તો દુઃખની વાત કરે. આ અમુક માણસો ઉભાં છે, સગાને કહે કે રોશો નહી, દુઃખ ધરશો નહી ઈત્યાદિક.

પ્ર. તિર્યંચની ગતિમાં જુદા જુદા ભેદ કહે છે. પૃથ્વીમાં જનારના શું ચિન્હ થાય ?

ઉ. હું ભીંડાઉં છું, મને કોઇએ દબાવેલ છે તેથી મને ઘણી મુંઝવણ થાય છે ઇત્યાદિક કહે.

પ્ર. પાણીમાં જનારના શું ચિન્હ થાય ?

ઉ. મને ટાઢમાં સુવાડયો છે, બરફમાં ભાર્યો છે, મને ટાઢ ઘણીજ વાય છે ઇત્યાદક કહે.

પ્ર. અગ્નિમાં જનારને શું ચિન્હ થાય ?

ઉ. હું બળું છું, મને અગ્નિમાં નાંખ્યો છે, તાપ ઘણો લાગે છે, આ સગડી વિગેરેમાં અગ્નિ છે તે દૂર કરો ઇત્યાદિક કહે.

પ્ર. વાયુકાયમાં જનારને શું ચિન્હ થાય ?

ઉ. હું દશે દિશામાં ફરૂં છું, મને ચકડોળે ચડાવેલ

છે, ભમી જાઉંછું વંટોળિઆમાંહી ઉડી જાઉંછું ઇત્યાદિક કહે.

પ્ર. વનસ્પતિમાં જનારના શું ચિન્હ થાય ?

ઉ. મને ઘણા જીવ કરડે છે, ચટકા મારે છે ઇત્યાદિક કહે.

પ્ર. બેઇન્દ્રિ, તેઇન્દ્રિ, ચૌરેંદ્રિમાં જનારને શું ચિન્હ થાય ?

પ્ર. આ પાણીમાં પોરા છે, આ કીડા માંખી પ્રમુખ જીવની હાર ચાલે છે, તે મને ચટકા દીએ છે, ડાંસ મચ્છર વીંછી પ્રમુખ મને કરડે છે ઇત્યાદિક કહે

પ્ર. તિર્યંચ પંચેંદ્રિમાં જનારને શું ચિન્હ થાય ?

ઉ. જે જાતિમાં જવાનું હોય તે જાતિનું નામ દીએ. જેમ આ હાથી ઘોડા ઊંટ બળદ ગાય ભેંસ સર્પ માછલાં પંખી ઉંદર કુતરા બીલાડા પ્રમુખ ઉભા છે તેને દૂર કરો ઇત્યાદિ કહે.

પ્ર. નરકમાં જનારનાં શું ચિન્હ થાય ?

ઉ. આ જમ ઉભા છે, મને મારે છે, પકડીને લઇ જાય છે, મને કોઈ છોડાવો ઇત્યાદિ કહે.

પ્ર. એ ચાર ગતિમાં જનારનો જીવ કયાંથી જાય ?

ઉ. શરીરના કોઇપણ ભાગમાંથી જાય.

પ્ર. નરકમાં જનારનો જીવ શરીરના કિયા ભાગમાંથી જાય ?

ઉ. પગના અંગુઠાથી તે ઢીંચણ સુધીમાંથી જાય.

પ્ર. તિર્યંચમાં જનારનો જીવ કયાંથી જાય ?

ઉ. ઢીંચણથી તે જાંઘના મુળ સુધીમાંથી જાય.

**પ્ર.** મનુષ્યમાં જનારનો જીવ ક્યાંથી જાય ?

**ઉ.** જાંઘના મુળથી તે ગળાની હાંસડી સુધીમાંથી જાય.

**પ્ર.** દેવગતિમાં જનારનો જીવ ક્યાંથી જાય ?

**ઉ.** ગળાની હાંસડીથી ઉપર મસ્તક સુધીમાંથી જાય.

**પ્ર.** મોક્ષમાં જનારનો જીવ ક્યાંથી જાય ?

**ઉ.** સર્વાંગેથી જાય.

**પ્ર.** શરીરના અમુક ભાગ માંહીથી જીવ ગયો તેનું શું ચિન્હ ?

**ઉ.** મરણ વખતે છેલ્લું ડચકું આવે તેહજ વખતે તેહના તમામ શરીર ઉપર બીજા માણસે હાથ ફેરવવો. જે જગ્યાએ વધારે ઉષ્ણ લાગે તે જગ્યાએથી જીવ ગયેલો સમજવો પછી તે ઉપરથી ગતિનું અનુમાન સમજવું.

પ્ર. ચાર ગતિ માંહીથી આવનારના સામાન્ય રીતે કાંઇ લક્ષણ હશે ?

ઉ. હા, છે.

પ્ર. કેટલા કેટલા લક્ષણ છે ?

ઉ. સાત સાત છે.

પ્ર. દેવગતિ માંહીથી આવેલાના સાત લક્ષણ કિયા ?

ઉ. ૧ કવીશ્વર ને ઘણો કળાવંત હોય, ૨ રોગરહિત શરીર હોય, ૩ અતિ બુદ્ધિવંત હોય, ૪ અતિ વલ્લભ હોય, ૫ ધન પ્રાપ્તિવંત હોય, ૬ ધર્મનો અતિ રાગી હોય, ૭ સ્વજનનો ભક્તિવંત હોય.

પ્ર. મનુષ્યગતિ માંહીથી આવેલાના સાત લક્ષણ કિયા ?

ઉ. ૧ મેળાપુ હોય, ૨ વિનયવંત હોય, ૩ સુકુમાળ (સુ-હાળો) હોય, ૪ મશ્કરો ને વ્યભિચારી હોય, ૫ દયા-વંત હોય, ૬ દાનેશ્વરી હોય, ૭ ભક્તિવંત હોય.

પ્ર. તિર્યંચની ગતિમાંહીથી આવેલાના સાત લક્ષણુ કિયા ?

ઉ. ૧ બહુબોલો હોય, ૨ અસંતોષી હોય, ૩ અતિ ક-પટી હોય, ૪ અતિ લોભી હોય, ૫ અતિ દુ:ખી હોય, ૬ વગર વિચાર્યું બોલે, ૭ અતિ આળસુ હોય.

પ્ર. નરકગતિમાંહીથી આવેલાના સાત લક્ષણુ કિયા ?

ઉ. ૧ હંમેશાં શરીર રોગીષ્ટ હોય, ૨ ક્લેશકારી હોય, ૩ દરીદ્રી હોય, ૪ કુરૂપવાન હોય, ૫ અતિ ક્રોધી હોય, ૬ કડવાબોલો હોય, ૭ સાત કુવ્યસની હોય.

પ્ર. મુર્ખ કેટલા ?

ઉ. ૧૦૮

પ્ર. તેનાં નામ શું ?

ઉ. ૧ બાળકની સાથે મિત્રાઇ કરે, ૨ દરેક કામમાં મ્હો-ટાની બરોબરી ચાલે, ૩ કામ વિના પારકા ઘેર જાય, ૪ પોતાને નીચની ઓપમા આપે, ૫ કામ વિના લડે, ૬ કોઇને દાન દેતા અંત્રાય પાડે, ૭ ગીત કથા કહે-તાને નિષેધે, ૮ ધર્મકથામાં ભેદ પાડે, ૯ નીચની સં-ગત કરે, ૧૦ સ્ત્રીની ગુહ્ય વાત કરે, ૧૧ કોઇ રાજાનો માનીતો હોય તેની સાથે વાંકો ચાલે, ૧૨ જાજરૂ જતાં, પેશાબ કરતાં વાતો કરે, ૧૩ પરસ્ત્રીનો સંગ

કરે; ૧૪ ગુરૂના સામું બોલે, ૧૫ કામ વિના પાપ કરે, ૧૬ અપ્રતીતકારણી સ્ત્રી સાથે વાત કરે, ૧૭ સોનીની સાથે પ્રીતિ જાણીને કામ ધોરે, ૧૮ કામ વિના વઢવાડ કરાવે, ૧૯ પંડીત સાથે વિરોધ કરે, ૨૦ ધન જોબન અધિકાર ને વિદ્યાનો મદ કરે, ૨૧ જાણીને કુકર્મ કરે, ૨૨ પોતાના ગુણ પોતાના મોઢે પ્રકાશ કરે, ૨૩ પોતાની ગુપ્ત વાત બીજાની પાસે વખાણે, ૨૪ દાન દઈને ફુલાય, ૨૫ પોતાની ચાલ લક્ષણ વખાણે, ૨૬ સ્નેહીની સાથે વિરોધ કરે, ૨૭ કુટુંબનો મદ કરે, ૨૮ બળનો મદ કરે, ૨૯ રૂપનો મદ કરે, ૩૦ એકલી સ્ત્રી સાથે એકાંતમાં વાત કરે, ૩૧ હુંકારા વિના વાત કરે નહિ, ૩૨ રાજાની સાથે પ્રીતિ જાણીને પ્રપંચ કરે, ૩૩ બીકની વાટે એકલો જાય, ૩૪ લડાઇનાં કામમાં એકલો પડે, ૩૫ અણ ઓળખીતા સાથે પરદેશ જાય, ૩૬ જાજરૂ જાય ત્યાં ઘણીવાર બેસી રહે, ૩૭ પ્રતિત વિના કામ ભળાવે, ૩૮ મળમુત્ર એકઠું કરે, ૩૯ મ્હોટી લડાઈમાં પડે, ૪૦ ડાઢીએ કેસ ઉગ્યા ન હોય અને દાઢીએ હાથ ફેરવ ફેરવ કરે, ૪૧ માઠા શુકને જાય, ૪૨ કામ વિના ગાળ દિએ, ૪૩ અગત્યના કારણ વિના જુનું રહેઠાણ છોડે, ૪૪ અણુભાવતું જમે, ૪૫ વિના અપરાધે પશુ જીવને મારે, ૪૬ મારકણા પશુની પાસે જાય, ૪૭ સર્પને છેડે, ૪૮ વાઘસિંહાદિક

જુલ્મી જનાવરને છેડે, ૪૯ મારકણાં બળદ વિગેરે પશુને એકલો લઈ જાય, ૫૦ અણસ્વાર ઘોડે ચડે, ૫૧ નમતાની સાથે નમે નહિ, ૫૨ માતા પિતા તથા વડીલ વિગેરેનું અપમાન કરે, ટુંકારા કરે ને દુઃખ દે, ૫૩ રમતાં રીસ કરે, ૫૪ રૂઠેલા મિત્રને મનાવે નહી, ૫૫ ભલા મિત્રની સાથે લડે, ૫૬ પોતે નિર્બળ છતાં મોટું કામ માંડે, ૫૭ ધર્મ કરતાં અંત્રાય પાડે, ૫૮ ભણતાં આળસ કરે, ૫૯ કેફ કરીને ભટકે, ૬૦ લાકડાં ચીરતા હોય ત્યાં જોવા માટે ઉભો રહે, ૬૧ નગ્ન સુવે, ૬૨ અણગમતું બોલે, ૬૩ કુવાને કાંઠે હાંસી મશ્કરી કરે, ૬૪ વડેરાની તથા પંચની શિખામણ ન માને, ૬૫ ઘરધણીને ચેતવણી આપવા તરીકે બાહીરથી અવાજ કર્યા વિના કોઈના ઘરમાં પેસે, ૬૬ સ્ત્રી મળમાત્રુ કરતી હોય ત્યાં જોવે, ૬૭ સ્ત્રી સ્નાન કરતી હોય ત્યાં અને બેઅદબી રીતે બેઠી હોય ત્યાં જોવે, ૬૮ સ્ત્રી વેણી ઓળતી હોય ત્યાં જુવે, ૬૯ પરદેશમાં પારકા હસ્તક દુકાનનું નામ પોતાનું આપે, ૭૦ ગુરૂનું અપમાન કરે, ટુંકારો કરે ને દુઃખ દીએ, ૭૧ ગામ વચ્ચે ઘોડાને દોડાવે, ૭૨ ભોજન વખતે જાજરૂ જાય, ૭૩ સ્ત્રીની પાસે તમામ વાત સાચી કરે, ૭૪ ચાલતાં ચાલતાં ભોજન કરે, ૭૫ હસ્તાં હસ્તાં પાણી પીએ, ૭૬ બે જણા છાની વાત કરતાં હોય ત્યાં સાંભળે, ૭૭ બે

જણ વાત કરતા હોય ત્યાં વચમાં વચમાં બોલે, ૭૮ કોઇના છાના મર્મ પ્રકાશે, ૭૯ સંઘાત વિના પરદેશ જાય, ૮૦ પંચની શિખામણ ન માને, ૮૧ સ્ત્રીની પાસે છાની વાત કરે, ૮૨ બળીઆ સાથે બાથ ભીડે, ૮૩ ચાલવાની જગ્યાએ રસ્તામાં ચિત્રામણ કાઢે, ૮૪ બહુ પરીવારવાળાની સાથે વાદ કરે, ૮૫ ગાળ દીધા વિના લાકડી મારે, ૮૬ ધર્મની નિંદા કરે, ૮૭ પોતાની સ્ત્રીના ગુણ ગાય, ૮૮ માતપિતાના અવગુણ બોલે, ૮૯ અજાણ્યા માણસનો વિશ્વાસ કરે, ૯૦ હિંસક પશુનો વિશ્વાસ કરે, ૯૧ પ્રતિકુલ વખતે હઠ છોડે નહિ, ૯૨ ઉભો રહે તે વખતે કેડે હાથ દીએ, ૯૩ બે હાથે માથુ ખંજોળે, ૯૪ બીજાની વાત નહિ સાંભળતાં પોતેજ બોલ બોલ કરે, ૯૫ દુશ્મનનો વિશ્વાસ કરે, ૯૬ જેની સાથે એક વાર પ્રીતિ તુટી હોય તેહનો ફરીથી વિશ્વાસ કરે, ૯૭ મોજડી અને પાઘડી દાબીને પહેરે, ૯૮ ઉપકારને બદલે અપકાર કરે, ૯૯ સારી સલાહ માગતાં ખોટી શિખામણ આપે, ૧૦૦. જેના મુખમાંથી વારંવાર નકારો નિકળતો હોય છતાં તેની પાસે યાચના કરે, ૧૦૧ કઢારે લાવીને ઉધારે આપે, ૧૦૨ ઘર વેચીને વરો કરે, ૧૦૩ કર્મનો ભરૂંસો કરી ઉદ્યમ ન કરે, ૧૦૪ આખા લાભના આધારે અડધો લાભ છોડે, ૧૦૫ દરેક માણસ, અને પશુને તેના ગજા ઉપરાંત કામ ભલાવે, ૧૦૬ દીઠી સાંભળેલી વાત-

નો નિશ્ચય કર્યા વિના નિશ્ચયરૂપ વાત કરે, ૧૦૭ નકામો બેઠો લાકડાં ભાંગ્યા કરે, ૧૦૮ જગતનો ડાહ્યો થઇ પોતાનું બગાડે. એ ૧૦૮.

પ્ર. હંમેશાં આપણે કેવી રીતે વર્તવું ?

ઉ. ૧.ચાર ઘડી રાત્રી રહે તે વખતે ઉઠી પવિત્રપણે વીત્તરાગ દેવનુ સ્મરણ કરવું. ૨ મારા દેવગુરૂ ધર્મ કોંણ છે અને તેની શું આજ્ઞા છે તે વિચારવું, ૩ મહારા કુળનો શુદ્ધ વહેવાર શું છે અને મારે શું કરવાનું છે તે વિચારવું. ૪ મારા સગામાં, મારા કુટુંબમાં, મારી જ્ઞાતિમાં મારા સ્વધર્મિ બંધુમાં, મારા ગામમાં, મારા દેશમાં કોંણ દુઃખી છે ને કોંણ સુખી છે તે વિચારી પોતાની યથાશક્તિ મુજબ દુઃખીનું કષ્ટ કાપવું. ૫ જીવદયા જેવો બીજો ધર્મ નથી એમ ધારી તે કરવો. ૬ નીતિથી ઉચીત વેપાર કરવો. ૭ પક્ષપાત રહિત સત્ય વચન બોલવું. ૮ ભણવાનો ભણાવવાનો ઉધમ કરવો, ૯ જે વ્રત લીધું હોય તે કદી તોડવું નહિ. ૧૦ શત્રુની સાથે જોઇ વિચારીને કામ પાડવું ને તેનો કદીપણ વિશ્વાસ કરવો નહિ. ૧૧ લટપટ કરતો આવે તેની સાથે એકદમ મળી જવું નહી. ૧૨ પારકી સ્ત્રી સાથે એકાંતમાં બેસી વાત કરવી નહિ. ૧૩ જેના બોલ્યામા બંધ ન હોય તેની સાથે પ્રીતિ કરવી નહી. ૧૪ કોઇ સત્ય શિયળથી ડગાવે તો ડગવું નહિ. ૧૫ વડેરાની પ્રતિત વધારવી

પણ ઘટાડવી નહિ. ૧૬ કુપાત્રની સંગત કરવી નહી, ૧૭ મુર્ખની સાથે હળીમળી ચાલવું નહી. ૧૮ નિર્ગુણી હલકા નિર્લજ મનુષ્યને છેડવો નહિ. ૧૯ વડેરાએ આપણને વડાઈ સોંપી હોય તો પણ વડેરાનો વિનય મુંકવો નહિ. ૨૦ ગમે તેવું સુખ દુઃખ આવે તો પણ ઘરની વાત બહાર કરવી નહી. ૨૧ મુર્ખને વારંવાર શિખામણ દેવી નહી, ૨૨ આપણા ગુણ આપણા મોઢે પ્રકાશવા નહિ, ૨૩ વડેરાનું વચન પ્રમાણ કરવું. ૨૪ પુંઠ પાછળ પારકી નિંદા કે ચાડી કરવી નહી. ૨૫ બે જણ છાની વાત. કરતાં હોય ત્યાં આપણે કાન માંડવા નહી, ૨૬ ગમે તેવું કષ્ટ પડે તો પણ આપણા કુળની રૂડી મર્યાદા ને ધીરજ મુંકવી નહિ. ૨૭ વડેરાની સાથે વાદવિવાદ કરવો નહિ. ૨૮ ચોકસ વાત સાંભળી હોય તો પણ વહેવાર રાખીને વાત કરવી. ૨૯ ક્રોધને વશે જેમ તેમ બોલવું નહિ, બોલે તો પાછળથી પસ્તાવું પડે. ૩૦ ગમે તેવું કામ હોય તો પણ બે ઘડી ધર્મની ક્રિયા મુંકવી નહિ ૩૧ ગુરૂદેવ અને ધર્માચાર્યનું વચન લોપવું નહિ. ૩૨ અયુક્ત શણગાર સજવો નહિ. ૩૩ જે કામ કરવું હોય તેનું છેવટનું ફળ પ્રથમ વિચારીને પછી કરવું. ૩૪ તનથી, મનથી, કે ધનથી પરોપકાર કરવો. ૩૫ કોઇના છાના મર્મ પ્રકાશવા નહિ. ૩૬ કોઇ સુપાત્ર આપણી પાસે કાંઈ માગે તો ના કહેવી નહી. ૩૭ હસ

વાની ઘણી ટેવ રાખવી નહિ. ૩૮ સગાસ્નેહી સાથે દ્રોહ-ભાવ કરવો નહિ. ૩૯ પારકી સુખ સંપતિ જોઇ ઇર્ષા કરવી નહિ. ૪૦ ગુણવંત મનુષ્યના દાસ થઇ રહેવું. ૪૧ જગતનિંદનીક તથા રાજ્ય વિરૂદ્ધ કોઇપણ કામ કરવું નહિ. ૪૨ કેઇ આપણને શિખામણની વાત કહે તો તેના ઉપર ગુસ્સો કરવો નહિ. ૪૩ નીચ માણસ શિખામણ દીએ તો પણ કબુલ કરવું, ૪૪ કલેશ વધારવો નહિ. ૪૫ ધન જોબન અધિકારાદિકનો ગર્વ કરવો નહિ. ૪૬ જે કાર્ય કરવું તે બુદ્ધિવંત વડીલને પુછીને કરવું. ૪૭ સત્તર જણાની સાથે વાદ કરવો નહિ.

પ્ર. તે સત્તરનાં નામ શું ?

ઉ. ૧. રાજા, ૨. ધનવંત, ૩. બહુ પરિવારવાળો, ૪. બલવંત, ૫. નીચ, ૬. ક્રોધી, ૭. વૃદ્ધ, ૮. પંડીત, ૯. તપસ્વી, ૧૦. ગુરૂ, ૧૧. રોગી, ૧૨. અધિકારી, ૧૩. વડીલ, ૧૪. બહુ અભિમાની, ૧૫. મૂર્ખ, ૧૬. બાળક, ૧૭. સ્ત્રી એ ૧૭ જણાની સાથે વાદ કરવો નહિ. ૪૮. પારકાને ઘેર જવું ત્યારે પ્રથમ બહાર રહી અવાજ કરી જરા સ્થભી પછી ઘરમાં પેસવું, ૪૯. અપ્રતીતકારી ઘરે જવું નહિ. ૫૦. અજાણી વાતમાં ખોટી સાક્ષી પુરવી નહી. ૫૧. હઠીલો ને કદાગ્રહી સ્વભાવ રાખવો નહિ, ૫૨. આપણા ગજા ઉપરાંત કોઇપણ કામ ઉપાડવું નહિ, ૫૩. પોતાના સ્વજન વર્ગને મુંકવો નહિ.

૫૪. પારકો આડંબર જોઈ મુંઝાવું નહિ. ૫૫. કલેશ કંકાશ થતો હોય ત્યાં ઉભા રહેવું નહિ. ૫૬. ગુરૂને વડીલને અધિકારીને માતા પિતા સાસુ સસરા પતિ અને અતીથિ ( મેમાન ) ને ઘણું માન સન્માન આપવું ૫૭. આપણા ગુણ સાંભળીને તથા પરોપકાર કરીને ફુલાવું નહિ, ધર્મ સિવાય બીજું કામ અતિ કરવું નહી. ૫૮. મધુરૂ અને સત્ય વાક્ય બોલવાની ટેવ પાડવી, ૫૯. અજાણ્યું ફળ ખાવું નહિ, અને અજાણ્યા સાથે પરગામ જવું નહિ. ૬૦ મર્યાદા ઉપરાંત વધારે ખાવું નહિ, ૬૧. હલકા પેટના માણસને ગુપ્ત વાત કરવી નહિ, ૬૨. આપણો દોષ પારકાને માથે નાખવો નહી. ૬૩. જેની સાથે મન ફાટયું હોય તેની સાથે ફરી સ્નેહ બાંધવો નહી અને કદી બાંધવો પડે તો બહુ ચેતીને વર્તવું, ૬૪. પોતાની તમામ માલ મીલ્કત પુત્રાદિકને સોંપી દેવી નહિ. સોંપી દેવાથી પસ્તાવું પડે. ૬૫ પરદેશમાં પારકાને હસ્તક દુકાનનું નામ પોતાનું આપવું નહિ. ૬૬ લડાઇનાં કામમાં એકલા પડવું નહિ. ૬૭. આળસુ કે વાતુડીઓ સ્વભાવ રાખવો નહિ, ૬૮. દરેક કામ નીમેલ ટાઇમે ઝડપથી ને ચોખ્ખું કરવું, ૬૯. જેને જેવો અધિકાર હોય તેની સાથે તેવી રીતે વર્તવું, ૭૦. સ્ત્રીનાં ને પુત્રનાં તેને મોઢે વખાણ કરવાં નહિ, ૭૧. બાળલગ્ન કે વૃદ્ધલગ્ન કરવાં નહિ, ૭૨. દુઃખી

નિરાધાર પ્રાણીઓને આપણાથી બને તેટલી મદદ કરવી ને કરાવવી, ૭૩. સભામાં આપણો જેવો અધિકાર હોય તેવી રીતે બેસવું, ૭૪. કોઇપણ જાતનો કેફ કરવો નહિ, ૭૫. કુવાને કાંઠે રહી હાંશી મશ્કરી કરવી નહિ, ૭૬. પોતાના સગાં સ્નેહીયાદિકની સાથે પૂર્ણ પ્યારથી વર્તવું, અને તેના દુઃખે દુઃખી અને સુખે સુખી થવું. ૭૭. વડીલના ને અધિકારીના શત્રુ સાથે આપણે પ્રીતિ કરવી નહી, ૭૮. કન્યાવિક્રય કરવો નહિ, ૭૯. આપણા અધિકાર વખતે આપણે એવી રીતે વર્તવું કે આપણો અધિકાર ગયા પછી પણ પાછળથી લોકો તારીફ કરે. ૮૦. આપણે એવા સદાચરણથી વર્તવું કે જેથી આપણા બચ્ચાં પણ તે પ્રમાણે વર્તે, આ જીંદગીમાં અને પર જીંદગીમાં સુખી થાય એ ૮૦.

**સમાપ્ત.**

## પરમાત્માની પાસે પ્રાર્થના કરવા વિષે.

( રાગ ધનાશ્રી )

છો તમે દીનદયાળ, પ્રભુજી છો તમે દીન દયાળ. એ રાગ.

શાંતિ કરો ઇણુ વાર, પ્રભુ મુજ શાંતિ કરો ઇણુ વાર. એ ટેક
આધી ને વ્યાધી દુર ઉપાધી, શાંતિ શાંતિજ વિસ્તાર. પ્રભુ૦ ૧
આ તુજ બાળક શરણુ તમારે, તારક બિરદ વિચાર. પ્રભુ૦ ૨
આગળ દુઃખ મેં દીઠાં અનંતા, હવે તે દુર નિવાર. પ્રભુ૦ ૩
અંતઃકરણુની અગ્નિ હમારી, ઓલવ્ય ઝટ ઇણુ વાર. પ્રભુ૦ ૪
કિંકર વ્હારે ચડજો દયાળુ છે એક તુજ આધાર. પ્રભુ૦ ૫
આ દુઃખ સઘળાં નાખો હમારાં, ખારા સમુદ્ર મોઝાર. પ્રભુ૦ ૬
બાંહ્ય ગ્રહ્યાની લાજ તમારે, તો હવે પાર ઉતાર. પ્રભુ૦ ૭
આ દુઃખસાગરે નાવ હમારી, પાર કરણુ દુઃખ ટાર. પ્રભુ૦ ૮
કર્મ રોગ સહુ દુર નિવારો, શિતળ થાય શ્રીકાર. પ્રભુ૦ ૯
શાંતિ શાંતિ ને શાંતિ વિસ્તારો અંતઃકરણુ મોઝાર. પ્રભુ૦ ૧૦
સર્વ પ્રકારનું દુઃખ નિવારી, આરોગ્ય કર સુખ સાર. પ્રભુ૦ ૧૧
સર્વ પ્રકારે શાંતિ થવાથી, આનંદ વરતણુહાર. પ્રભુ૦ ૧૨
આનંદ આનંદ આનંદ થાજો, મુજ તન અંદર બ્હાર. પ્રભુ૦ ૧૩
શાંતિ ભંડાર ભરેલ તમારા, એક આની દ્યો સાર. પ્રભુ૦ ૧૪
સર્વ પ્રકારે વિઘ્ન નિવારી, આનંદ આપ્ય અપાર. પ્રભુ૦ ૧૫
તકસીર સઘળી દુર નિવારી, સાહ્ય કર્યે ભવ પાર. પ્રભુ૦ ૧૬
ગીરધારિ રખને સર્વ પ્રકારે, કર શાંતિ જગદાધાર. પ્રભુ૦ ૧૭

## પડસુદીના જીવના પોકાર વિષે.

( પુન્યમ ચાંદની ખીલી પુરી અહીરે. એ રાગ )

દયાળુ પડસુદી જીવનો પોકાર સુણો તમેરે,
જાણી તેહની માંહી ઘણો અમારો વાસ;
સુણો પડસુદીના જીવતણો પોકાર આ....રે. એ ટેક.

**સાખી**–દુ:ખીયા પ્રાણી તો અમે, જીવ ઉગારણ કાજ,
જઇને આટામાં વસ્યા, સુખ સ્થળ જાણી આજ.
**ચાલ**–ધરિયો રંગ અમે આટાના જેવો તેહથીરે,
કોઇની નજરે નાવે કર્યો જ તેમ નિવાસ. સુણો૰ ૧

**સાખી**–દશ વીસ દીનના લોટમાં, અમે ઉપજીયે ત્યાંય,
તોએ કેટલા દીનનો, એમાં અમે શું નાંય.
**ચાલ**–વસ્ત્રજ આંકની ચાલણીથીજ કદી ચાળો તમેરે,
તોપણ તેનાં છીદ્રે નીકળીયે જીવતાજ. સુણો૰ ૨

**સાખી**–હોય પરિક્ષા અમતણી, કરવા જો મન ખાંત,
કાંસાના વાસણ થકી, [1]સમ આટોજ કરાત;
**ચાલ**–તેમાં ખાંડ તમે ભભરાવી થોડી વારમાંરે,
જો જો જ્ઞાતિ અમારી કેટલી આવે ત્યાંય. સુણો૰ ૩

**સાખી**–કોટી ગમે અમ જોઇને, કરોજ ભક્ષ તમેજ,
અભક્ષ માંસ સમાનથી, મુખ ગોઝારૂં એજ.
**ચાલ**–સીરો પુરી જીવડાનો કે તે આટા તણોરે,
થાશે તેથી બુદ્ધિ નસ્ટ તમારી ભાય. સુણો૰ ૪

---

૧ સરખો.

**સાખી**-અમે જાણ્યું સુખ પામશું, પેસી આટા માંય;
પાપીડે અમ પ્રાણને, નાખ્યા પાવક માંય.
**ચાલ**-તિહાં તડફડી પ્રાણ હમારાં પરલોકે જતાંરે,
અમ મરદાંનું ભક્ષણ કરેજ પાપી જન. સુણો૦ ૫
**સાખી**-મ્હેનત વિણ સસ્તું મળે, ઉજ્વળ ભપકા કાજ,
જસ લેવા અમને હણે, અરે અધર્મિ આજ.
**ચાલ**-કઠણ સીલ્લા જેવાં હૃદય તસ કેવાં હશેરે,
દુઃખીયા જીવને દેખી દયા ન ઉરમાં આય. સુણો૦ ૬
**સાખી**-દયા ધરમી પણ અમતણાં, કરે પ્રાણ સંહાર;
હવે અમારે ક્યાં જવું, કરવા પ્રાણ ઉગાર.
**ચાલ**-જયાંથી વ્હાર તિહાંથી ધાડ કદી જો આવશેરે,
તેનો કહોજ ભીરૂ જગમાં કોણ થનાર. સુણો૦ ૭
**સાખી**-દયા પોકારો મુખ થકી, નહી દયાનું ભાન,
ક્યાંથી સુખ સંપત્તી મળે, હણ્યે અમારાં પ્રાણ.
**ચાલ**-અમને હણતાં પ્રાણી થશો અમારા જેહવારે,
વળી દુઃખજ તિહાં [1]પાશો અપરંપાર. સુણો૦ ૮
**સાખી**-હવે વધારે શું કહું, જો સુખની હોય ચ્હાય;
પોકાર સુણી અમતણો, ધરો દયા ઉર માંય.
**ચાલ**-આ વકીલ હમારો ગીરધારીરખ ઉચરેરે;
ઓગણીસે મુળ[5] નિધી[6] મુંબઇ રહી ચોમાસ. સુણો૦ ૯

---

૧ પામશો.

## શોખની ખાતર થતું જીવવધનું પાપ નહી ગણવા વિષે.

(રાગ બનજારો)

મત પેહેરો પીંછાની ટોપી, સુધર્મ જાય છે લોપી. એ ટેક.
જુવો યુરોપખંડની માંઇ, પંખી પાળે છે ત્યાંઇ;
જબ પાંખ પંખીને ઓપી, સુધર્મ૦ ૧
તસ પીંછાં પંચરંગ થાવે, તે દેખત મન લલચાવે;
તે ખેંચે અધર્મિ ખોપી, સુધર્મ૦ ૨
તે પંખી મરે તતકાળે, તે પીંછ ટોપીમાં ઘાલે;
જોઈ શોભા પામો અનોપી. સુધર્મ૦ ૩
જીવ મરે જેટલા ભાઇ, પેહેરત ટોપી શિરતાંઇ;
જીવ વધનું ઉત્તેજન જોપી. સુધર્મ૦ ૪
એમ પર જીવને સંતાપી, નિજ સંતનીને સુખ આપી;
કેમ થાય ભલું ભાઇ પોપી. સુધર્મ૦ ૫
અશુચી પીંછ પેરાઈ, બુદ્ધિ ને ધર્મ નસાઈ;
એમ જાણી તજો સુજ્ઞોપી. સુધર્મ૦ ૬
ડબી વિંટી કચકડાની તો, પેહેરો ધરી હોંશ ગણીતો;
એ થાય જ શેની સુણોપી. સુધર્મ૦ ૭
ધખતા અંગારા લઇને, ધરે [1]કુર્મની પીઠપર જઇને;
પછી થાય વખત ઉખ્ણોપી. સુધર્મ૦ ૮
[2]પાવકથી ઢાલજ ફાટે, કાપે કરવત લઇ કાઠે;
કરે વિંટી ડબી તસ ઓપી. સુધર્મ૦ ૯

---

૧ કાચબો, ૨ અગ્નિ.

મરે ઘણાં કાચબા તાંઇ, કચકડાં ધરે [1]શિર તાંઇ;
જાણી યું દયા ધરોપી. સુધર્મ૦ ૧૦
[2]ગજદંતના ચુડા કરતા, ગજ મારણ પાપ ન ધરતા;
પેહેરત શિર પાપ ગણોપી. સુધર્મ૦ ૧૧
મારે જે ચમરી ગાઇ, તસ ચમ્મર બનેજ ભાઇ;
શું પાપ એ ઓછું કહોપી. સુધર્મ૦ ૧૨
[3]ગૌઘાતી ચર્મ ઉખાડી, છાપ પીતળ બીબે પાડી;
ચોપડાનાં પુંઠા ગણોપી. સુધર્મ૦ ૧૩
ચીન દેશમાં કીડા પાળે, તે [4]તનપર લાળ વિંટાળે;
તેને ઉષ્ણ પાણીમાં ઝોંપી. સુધર્મ૦ ૧૪
મરે કીડાજ તાર રહાવે, તેનું રેશમ એ થાવે;
જે વાપરે પાપ તસ્યોપી. સુધર્મ૦ ૧૫
ઇત્યાદિક શોખણ તાંઇ, નહી ગણેજ પાતીક ભાઇ;
ક્યાં દયા રહી ઉર જો...પી. સુધર્મ૦ ૧૬
કોટ પાટલુન ટોપી ખાંતે, પેહેરી હીંદ ટળીયો જાતે;
એ યવન શ્વાંગ ધર્યોપી. સુધર્મ૦ ૧૭
ખરો આર્ય ધર્મ તમે ધારો, જો ઇચ્છો મોક્ષ કિનારો;
ગીરધારીની શીખ અનોપી. સુધર્મ૦ ૧૮
ઓગણીસે [5]મુળ નિધી સાલે, શ્રાવણે ગુરૂ ઉજમાળે;
મુંબઇ ચોમાસુ રહ્યો પી. સુધર્મ૦ ૧૯

---

૧ માથે, ૨ હાથી, ૩ ગાય, ૪ શરીર

# શુદ્ધિ પત્રીકા.

| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩ | ૬ | તુંજ | તુજ |
| ,, | ૧૨ | ગણો | ગુણો |
| ૨૪ | ૧૨ | ભક્તે | ભુક્તે |
| ,, | ૧૬ | અધમિ | અધર્મિ |
| ૨૫ | ૨૩ | વચમાંમૃત | વચનામૃત |
| ૨૬ | ૮ | કરનાર | ફરનાર |
| ૨૭ | ૫ | વદો તજી | વદોજ તજી, |
| ૨૭ | ૯ | થતું ।વપયા | થવુંવિષયા |
| ,, | ૧૦ | કરતા | કરતાં |
| ,, | ૧૧ | પાવત્ર | પવિત્ર |
| ૨૮ | ૧૧ | અનથ | અનર્થ |
| ,, | ૧૯ | દયો | દ્યો |
| ૩૦ | ૧૧ | કુકકડ | કુક્કડ |
| ૩૧ | ૬ | ધકકો | ધક્કો |
| ૩૧ | ૨૦ | જુલમ | જુલ્મ |
| ૩૪ | ૧૩ | તથા | તણા |
| ૩૬ | ૨૨ | સહિતય | સહિત થાય |
| ૪૪ | ૧૫ | દશન | દર્શન |
| ૪૫ | ૧ | કમનો | કર્મનો |
| ૪૫ | ૫ | નાહ | નહી |
| ,, | ૨૦ | ૦ | પ્ર૦ |
| ૪૬ | ૧ | રચનાએ | રચનાયે |
| ૪૮ | ૧૦ | પુણુ | પુર્ણુ |
| ,, | ૧૪ | કમનો | કર્મનો |
| ૪૯ | ૧૯ | કમ | કર્મ |
| ૫૨ | ૧૫ | કયો | કર્યો |
| ૫૩ | ૧૩ | કમ | કર્મ |
| ૫૮ | ૧૨ | વણુિ | વર્ણિ |
| ૬૦ | ૪ | ધમ | ધર્મ |
| ,, | ૧૬ | ૦ | સુર્યપન્નતીસૂત્ર, |
| ૬૨ | ૭ | ધમ | ધર્મ |
| ૬૪ | ૧૫ | કાર | કર |
| ૭૫ | ૧૦ | ૦ | ઘોડાની |
| ૮૩ | ૧૧ | અનાય | અનાર્ય |
| ,, | ૧૬ | ,, | ,, |
| ૮૪ | ૬ | સુપ્રાર્શ્વ | સુપાર્શ્વ |
| ૮૬ | ૨૦ | પદસા પીક્ષુપણે | પદસાપે- ક્ષપણે |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૮૭ | ૭ | પદાથ | પદાર્થ |
| ૮૮ | ૧૦ | દુભિક્ષ | દુર્ભિક્ષ |
| ,, | ૧૩ | સ્વામિએને માતાએ | સ્વામિ અને માતાને |
| ,, | ૧૬ | ગભમાં | ગર્ભમાં |
| ૮૯ | ૭ | ગભમાં | ગર્ભમાં |
| ,, | ૧૩ | સ્પશ | સ્પર્શ |
| ૯૨ | ૫ | તિથ | તિર્થ |
| ,, | ૧૨ | રસના | રચના |
| ૯૨ | ૧૭ | આગ્ન | અગ્નિ |
| ૯૫ | ૧૦ | લોકોને વિષે | લોકને વિષે |
| ,, | ૧૬ | કિતિ | કિર્તિ |
| ૧૦૦ | ૨૦ | તિથ | તિર્થ |
| ૧૦૧ | ૧૭ | સવ | સર્વ |
| ,, | ૧૮ | પદાથ | પદાર્થ |
| ૧૦૫ | ૧૦ | અથ | અર્થ |
| ૧૦૯ | ૧૨ | ચિતવાને | ચિતવવાને |
| ૧૧૨ | ૮ | ઉચ્છામિ | ઇચ્છામિ |
| ૧૧૩ | ૩ | તથા બીજી | ૦ |
| ,, | ૪ | કેટલી | કેટલા |
| ૧૧૩ | ૨૧ | અને છ | અને એ છ |
| ૧૨૭ | ૭ | ભાક્ત | ભક્તિ |
| ૧૩૨ | ૧૦ | ખાંસી એ- ટલે ખોજા | ખોજા એટલે ખાંસી |
| ૧૩૪ | ૧૦ | ધમ | ધર્મ |
| ૧૩૯ | ૧૯ | નિવતવા | નિવર્તવા |
| ૧૪૭ | ૧૩ | નવતે | ન વર્તે |
| ૧૭૬ | ૬ | ઉપાધિ | ઊપધિ |
| ૧૭૬ | ૭ | ઉપાધિ | ઊપધિમાં |
| ૧૮૩ | ૯ | અન્યધમિ | અન્યધર્મિ |
| ૧૮૪ | ૮ | સમૂાર્ચ્છમ | સમૂર્ચ્છિમ |
| ૧૮૪ | ૧૩ | પઙમાં | પરૂમાં |
| ૧૮૮ | ૨૧ | અજીણ | અજીરણ |
| ૧૯૩ | ૧ | ધમ | ધર્મ |
| ૧૯૭ | ૨૧ | ગૈચરી | ગૌચરી |
| ,, | ૨૨ | કયા | કર્યા |
| ૨૦૫ | ૧૫ | વણ | વર્ણ |
| ૨૨૦ | ૨૨ | વિપય | વિષય |
| ૨૨૧ | ૧૩ | સપ | સર્પ |
| ૨૨૨ | ૯ | જંતુ | જતું |
| ૨૨૩ | ૪ | દ્રષ્ટાતો | દ્રષ્ટાંતો |
| ૨૨૪ | ૧૩ | લાગી | લગી |
| ૨૨૫ | ૨૦ | જીવન | જીવને |
| ,, | ૨૧ | નિરર્થક | નિર્થક |
| ૨૩૧ | ૧૧ | અજીણ | અજીર્ણ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨૩૨ | ૫ | પારસહ | પરિસહ |
| ૨૩૫ | ૬ | અવણ | અવર્ણ |
| ૨૩૬ | ૭ | વણા | વર્ણો |
| ,, | ૧૫ | સમાવા-યંગમાં | સમવાયંગમાં |
| ૨૩૭ | ૧૫ | પુષ્ટ | પુષ્ટિ |
| ૨૩૮ | ૬ | હોયતા | હોયનો |
| ૨૪૪ | ૫ | પ્રતિતકાર | પ્રતિતકારક |
| ૨૪૯ | ૪ | કુલ | કુલક્રોડી ચોથી લીટીથી માડીને ૧૫ મી લીટી સુધી દરેક જગ્યાએ કુલની સાથે ક્રોડી શબ્દ લાગુ કરવો એટલે કુલ ક્રોડી શબ્દ બોલવો. અને ચૌરાસી લાખ જીવાયોનીની પેરે એક ક્રોડ ને સાડી સત્તાણું લાખ કુલ ક્રોડીનો વર્ણાદિકથી હીસાબ ગણવો. |
| ૨૪૯ | ૨૨ | સવ | સર્વ |
| ૨૫૪ | ૭ | દુષ | દુષણ |
| ૨૫૬ | ૧૦ | આવતો | આવતી |
| ,, | ૧૪ | (સંલેખણા કરે) | ૦ |
| ૨૬૩ | ૧૯ | સવ | સર્વ |
| ૨૬૮ | ૬ | પ્ર૦ | ઉ૦ |

## કોના સાથે વાદવિવાદમાં ઉતરવું નહી તે વિષે.

**મનહર છંદ.**

કેક જાણે નહી જરી, બકે બહુ ગાડાં ભરી,
વાણી છરી જેવી કરી, તે પાસે શું કરવું?
જરા ચુપ રે'વાં કે'તાં, છતાં લક્ષ નથી દેતાં,
અને રાખે લાલાવેતાં, ત્યારે શું ઉચરવું?
બોલે મીંડા એવા બોલ, જાણે રંધો પાડે છોલ,
અવાજનો રામઢોલ, સુણીને શું મરવું?
ત્રિભુવન કહે ભાઇ, આનો નથી કો ઉપાય,
કાંતો ત્યાંથી ભાગી જવું, કાંતો મૌન્ય ધરવું. ૧

# અગાઉ ગ્રાહકોનાં નામ.

### ખંભાત.

૧૫૧ શા. દોલતચંદ ભાણાભાઇ હા. અંબાલાલ દોલતચંદ તરફથી ભેટ.
૨૦ પા. ગીરધરલાલ ભાઇલાલ
૧૫ પા. છોટાલાલ દામોદર
૧૧ શા. ચુનીલાલ ડાયાભાઇ
૧૦ શા મોહનલાલ નગીનદાસ
૧૦ શા છોટાલાલ જોઇતાચંદ
૭ શા. તારાચંદ જોઇતાચંદ
૭ પા. છગનલાલ પ્રાણજીવન
૫ શા. નેમચંદ સરૂપચંદ
૫ ફુલચંદ ભોગીલાલ
૫ શા. શકરાભાઇ દેવચંદ
૫ શા. શીવલાલ છોટાલાલ
૫ શા. નગીનદાસ અનુપચંદ
૫ શા. છોટાલાલ મોતીચંદ
૫ શા. બાલચંદ ખુશાલચંદ
૫ શા. સુખલાલ દોલતચંદ
૫ શા. ભાઇચંદ ખુબચંદ
૫ શા. મોતીલાલ લખમીચંદ
૫ શા. મોહનલાલ રતનચંદ
૫ શા. મોહનલાલ છબીલાલ
૫ પા. ભોગીલાલ દયાળ
૫ પા. હરીલાલ છોટાલાલ
૫ પા. છોટાભાલ ભોગીલાલ
૫ પા. નાનાલાલ
૫ પા. નાથાભાઈ જવેર
૫ પા. ભોગીલાલ ભુરાભાઇ
૩ શા. મંગળદાસ સરૂપચંદ
૩ શા. સુંદરલાલ ફોજમશી
૩ શા. મોહનલાલ મોતીચંદ
૩ શા. મોહનલાલ દોલતચંદ ગાં.
૩ શા. જીવાભાઈ કસ્તુરચંદ
૩ શા. જીવાભાઇ કસ્તુરચંદ
૩ શા. મોહનલાલ નગીનદાસ
૨ શા. મોહનલાલ ગટોરચંદ
૨ શા. મણીલાલ ફોજમશી
૨ શા. ડાહ્યાભાઇ હીરાચંદ
૨ શા. ફતેચંદ ભાઇચંદ
૨ શા. હીરાલાલ અંબાલાલ
૨ શા. વાડીલાલ ડાહ્યાભાઇ

૨ શા. રતીલાલ ચુનીલાલ
૨ શા. રતનલાલ છગનલાલ
૨ પા. ચુનીલાલ ભુરાભાઇ
૨ શા. અંબાલાલ ભાઇચંદ
૧ શા. નેમચંદ જોઇતાચંદ
૧ શા. ઠાકરશી જોઇતાચંદ
૧ શા. ગાંડાભાઇ નેમચંદ
૧ શા. શકરાભાઇ લલ્લુભાઇ
૧ શા. નાથાભાઈ છગનલાલ

**સાણંદ.**

૨ શ્રી જૈનશાળા ખાતે હા. ચત્રભુજ રાજપાળ.
૧ ચત્રભુજ રાજપાળ
૧ શા. જગજીવન રાઘવજી
૧ શા. ભાઇચંદ રાઘવજી

**વસો.**

૧ ભાવસાર નરોતમ જમનાદાસ
૧ ભાવસાર મોહનલાલ નરોતમ

**બોટાદ.**

૫ શ્રી જૈનશાળા ખાતે હા. અમીચંદ છોટાલાલ

**જેતપુર.**

૨ શ્રી જૈનશાળા ખાતે હા. કામદાર રેવાશંકર મગળજી

**મુંબાઇ.**

૫ શા. વ્રજલાલ ખીમચંદ વકીલ.

૫ શા. દામોદર કરમચંદ બ
૫ શા. કલ્યાણચંદ કપુરચં
૨ શા. છગનલાલ મકનજી દે
૨ શા. ઉજમશી મગનલા
૨ શા. જેઠાલાલ ડાહ્યાલા
૧ શા. છોટાલાલ રતનચં
૧ શા. ઉજમશી હેમચંદ

**વઢવાણ કાંપ.**

૧૯૫ શા. હરખચંદ કુવરજી ગનેશવાળા હાલ પીનાં

**અમદાવાદ.**

૫ કવિ ભોગીલાલ રતનચં પાટણવાળા.
૨ શા. પોપટલાલ જાદવજી લીંબડીવાળા
૨ ભાવસાર પુંજાભાઈ જેઠાલ
૧ શા. કચરાભાઈ અમુલખ
૧ શા. પ્રેમચંદ ગોપાળદાસ
૧ શા. હરગોવનદાસ હરીચ
૧ શા. હેમચંદ હરીચંદ
૧ શા. છોટાલાલ કલ્યાણજી ખોકુવાળા

**સરખેજ.**

૧ શા. ફકીરચંદ પુંજાભાઇ

